માહે નવેમ્બર ૧૯૧૨ તથા
જાન્યુઆરી ૧૯૧૩

નોવેલમાળા મણકો
૩ જો તથા ૪ થો.

# વિષલતા.

## ભાગ ૨—૩ જો.

લેખક તથા પ્રકાશક.


રતનસિંહ દીપસિંહ પરમાર.

ડભોલી—પોસ્ટ સિંગનપોર,

વાયા—સુરત.





આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦.

શ્રી "રામકૃષ્ણ" પ્રીન્ટીંગ પ્રેસમાં
શા. મગનલાલ [illegible]એ છાપ્યું.
ઠે. પાંચકુવા નવા દરવાજા—અમદાવાદ

નોવેલમાળા વાર્ષિક
લવાજમ રૂ. ૧—૦—૦

આ બન્ને ભાગ છુટકના
રૂ. ૦—૬—૦

# વિષલતા.

( ગતાંકથી ચાલુ. )

કમલાએ તેની પાછળ પાછળ ખોલીમાં જઈને જોયું તો તે ઉશિકા પર મસ્તક ટેકવી રોતી માલમ પડી. તેણે તેની પાસે જઈ તેના અસ્ત વ્યસ્ત થએલા કેશ પોતાના હાથે વ્યવસ્થિત કરીને બાંધ્યા. કેશ વ્યવસ્થિત કરવામાં કમલા નિપુણ હતી. એ કાર્યમાં તેની સ્પર્ધા કરી શકે એવું કોઈ નહોતું. ત્યાર પછી કમલાએ કુંદાનું મસ્તક પોતાના હાથમાં લીધું અને પોતાના પાલવથી તેનાં અશ્રુ લુછી તે બોલી,

" કુંદા ! તું રડે છે કેમ વારુ ? "

" તમે કલકત્તા કેમ જાઓછો વારુ ? " કુંદાએ સામો પ્રશ્ન કર્યો.

" ત્યારે શું તું તે માટે રડે છે કે ? એ માટે રડવાનું શું કારણ ?"

" તમારી મારાપર માયા લાગી છે તે માટે ! "

કમલા બોલી " બીજા કોઈની તારા પર માયા નથી કે વારુ ?"

કુંદાએ આ પ્રશ્નનો કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ. આથી કમલાએ પુનઃ પૂછ્યું " મારી ભોજાઈ તારા પર પ્રીતિ રાખે છે કે નહિ નથી રાખતી કે ? સત્યજ બોલજે હો ! મારાથી કોઈ વાત ગુપ્ત રાખીશ મા. ( કુંદાએ કાંઈપણ ઉત્તર આપ્યો નહિ. ) મારા ભાઈ

તારાપર પ્રીતિ રાખે છે કે નહિ? (ઉત્તર આપ્યો નહિ!) બ્હેન, જ્યારે આપણી ઉભયની પરસ્પર પ્રીતિ છે ત્યારે આપણે ઉભય કલકત્તા જઈશું આ વાત તને ગમે છે કે નહિ? (ઉત્તર મળ્યો નહિ) બોલની તું મારી સાથે આવશે કે નહિ?"

કુંદા મસ્તક હલાવી બોલી "હું કલકત્તા આવનાર નથી"

અત્યાર સુધી કમલાની મુદ્રા આનંદી લાગતી હતી, પરન્તુ ઉપરોક્ત ઉત્તર સાંભળીને તેની મુદ્રા એકદમ ગંભીર થઈ તે પોતાના મનમાં બોલી 'એનું ચિત્ત કાંઈ સ્વસ્થ હોય એમ લાગતું નથી. મારા ભાઈના જેવીજ એની સ્થિતિ પણ થયેલી લાગે છે. પરંતુ તેમને આના કરતા વિશેષ દુઃખ થાયછે આ સમયે તે (શ્રીશચંદ્ર) પણ અહીંઆ નથી ત્યારે સલાહ તે કોની લઉં?" ત્યાર પછી તેણે કુંદાને હૃદયસરસી ચાંપી અને પ્રેમથી મસ્તક તથા પીઠપર હાથ ફેરવી બોલી "કુંદા હું તને જે પ્રશ્ન પૂછું તેનો તું સાચો ઉત્તર આપશે?"

"શું પ્રશ્ન પુછોછો?" કુંદા બોલી.

"હું ગમે તે પ્રશ્ન પુછીશ. હું તારા કરતાં વયે મોટી છું હું તારા પર ભગિનીવત્ પ્રેમ રાખુંછું માટે તું મારાથી કોઇપણ વાત ગુપ્ત રાખીશ મા તું જે વાત કહેશે તે હું કોઇની આગળ પણ પ્રકટ કરીશ નહિ." પરંતુ તે મનમાં બોલી "જો હું તે વાત કોઇની આગળ કહીશ તો તે (પતિ શ્રીશચંદ્ર) અને બાપુ (સતીશચંદ્ર) ની આગળ કહીશ." ત્યાર પછી થોડીવારે કુંદા બોલીઃ—

"તમે મારી પાસે શું ઉત્તર માગો છો વારુ?"

"તારી મારા બંધુપર પ્રીતિ લાગી છે એ વાત ખરી કે નહિ, બોલ વારુ?" કમલાએ આખરે દઢતાથી પડદો ફોડી દીધો.

કુંદાએ ઉક્ત પ્રશ્નનો ઉત્તર જ્યારે 'ના' આપ્યો ત્યારે કમલાને ઘણું દુઃખ થયું. તે મોટે સાદે બોલી "હં, હું સમજી. તું તેને ચાહે છે એ વાત સર્વથા સત્ય છે તને તો તેથી જરા પણ નુકશાન થતું નથી, પરંતુ તેથી બીજાં મનુષ્યોને પુષ્કળ દુઃખ વેઠવાં પડે છે." કમલાના આ શબ્દો સાભળી કુંદા પોતાનું મસ્તક ઉન્નત કરી કમલાના મુખપ્રતિ જોવા લાગી કમલા આ મૌનવચનનો ગૂઢાર્થ સમજીને બોલી "ગાંડી મારા બધુની પ્રીતિ તારા પર છે એ વાત તું સમજતી નથી કે?"

કુંદાએ પોતાનું મસ્તક કમલાના હૃદયપર મૂક્યું અને અશ્રુધારાથી તેની સાડી ભીંજાવા માંડી. તને રોતી જોઇને કમલા પણ તેની સાથે રોવા લાગી. પ્રેમનો પ્રતાપ કેવો હોય છે તે કમલા સ્વાનુભવથી સારી પેઠે જાણતી હતી તેથી કુંદાનું દુઃખ જોઇ તેનુ અંતઃકરણ પણ આર્દ્ર બન્યુ. તેણે એકવાર પુનઃ પોતાના પાલવથી કુંદાના અશ્રુ લુછ્યા અને તેને પુછ્યુ "કુંદા! તુ મારી સાથે કલકત્તા આવે છે?"

આ પ્રશ્ન સાભળી કુંદાની આંખમાંથી પુનઃ અશ્રુધારા ચાલવા લાગી. કમલાએ તેને કહ્યું "બ્હેન! એક વખત તું મારા બધુની દ્રષ્ટિથી દૂર થશે એટલે તે તને ધીમે ધીમે વીસરવા લાગશે અને તું પણ તેને વીસરી જશે. નહિ તો સ્વતઃ તું, મારો ભાઇ, મારી ભોજાઇ એ સર્વ નાશ પામશે અને સમસ્ત કુળનું નિકંદન જશે" કુંદા હજી રડ્યાજ કરતી હતી. પુનઃ કમલા તેને ઉદ્દેશીને બોલી "તુ મારી સાથે આવે છે કે નહિ? અરે, મારા ભાઇની અને મારી ભોજાઇની સ્થિતિ કેવી થશે તેનો વિચાર જરા મનમાં આણુ." ત-

તપશ્ચાત ઘણીવારે કુંદ પોતાની આંખ લુછીને બોલી "ભાભી હું તમારી સાથે આવું છું.

કુંદાએ આટલી વાર સુધી કાંઇ પણ ઉત્તર ન આપ્યો અને હવે 'હું આવું છું' એમ કહ્યું, એનું કારણ શું હશે? એ વિચારે કમલાના મનમાં ઘણી ગુંચવણ ઉત્પન્ન કરી આખર તે એવા નિર્ણય પર આવી કે કુંદાએ મારા બાપુના કુટુંબના સુખને માટે પોતાના સુખનું બલિદાન આપવાનો વિચાર કર્યો છે

આ સમયે પેલી વીણાવાળી વૈરાગિની ભિક્ષા માગતી માગતી પુનઃ નગેંદ્રના મહાલયના આંગણામાં આવી અને સ્ત્રીઓની બેસવાની જગ્યા આગળ જઇને ભજન ગાવા લાગી.

આ વખતે સુર્યમુખી તે સ્થળે ઉભી હતી તેણે વૈરાગિનીનું ભજન સાંભળવાને માટે કમળાને બોલાવી કમળા પોતાની ભાભીના નિમંત્રણનો સ્વિકાર કરી તરત આવી અને કુંદાને પણ પોતાની સાથે લેતી આવી તત્પશ્ચાત્ વૈરાગિની એક ભજન બોલી. ભજન સમાપ્ત થતાં કમળા તેના પર ક્રોધિત થઇ બોલી:—

'વૈરાગિની' આગ લાગો તારા ભજનને! અને આગ લાગો તારાં મુખને! તને બીજું કાંઇ સારૂં ભજન ગાતા આવડતું નથી કે?

વૈરાગિની બોલી "કેમ વારૂ? આ ભજનને શું થયું?"

કમળા અધિક સંતપ્ત થઇ બોલી "સુર્યમુખી! એક બાવળની શળ લાવ અને તેના કાંટા અંગમાં પ્રવેશીને કેવું સુખ આપે છે તેનો એને અનુભવ કરાવ"

સૂર્ય મુખી ધીમે રહીને નમ્રતા પૂર્વક બોલી "તેં જે ગાયન ગાયું છે તે પ્રકારના ગાયનો અમને પસંદ પડતાં નથી ઘર સંસારને લાગુ પડે એવું કોઇક ગાયન ગા."

વૈરાગિની " ઠીક છે " એમ કહીને એક બાજુ ગાયન બોલી પરન્તુ તે ગાયન સાંભળીને તો કમળાને અગાઉ કરતાં પણ વિ-શેષ ક્રોધ ચઢ્યો અને તે સૂર્યમુખીને કહેવા લાગી " તને જો આવા ગાયન પસંદ પડતાં હોય તો તું એ સાંભળવા બેસ અહીંઆ જો, હું તો આ ચાલી ઉઠીને મને તો આ ગાયન સાંભળી ઠીક કંટાળો આવ્યો છે."

આ પ્રમાણે બોલી કમળા ત્યાંથી જતી રહી તત્પશ્ચાત્ સૂર્ય-મુખી પણ કમળાની ત્યાંથી ચાલી ગઈ. અન્ય સ્ત્રીઓમાંથી જેને તેના ગાયન રુચ્યાં હતાં તે ત્યાં બેસી રહી અને શેષ ઉઠી ગઈ. કુંદા ઉઠી ગઈ નહિ, તે ત્યાંજ બેસી રહી. તથાપિ તે આ વૈરાગિનીના ગાયનનો ગૂઢાર્થ સમજી નહોતી કારણ કે તેણે તે ગાયન સંપૂર્ણ સાંભળ્યાં પણ નહોતાં તે વખતે તેનું ચિત્ત સ્વસ્થ નહોતું તેથી તે જ્યાં બેઠી હતી ત્યાંજ બેસી રહી

કમળા અને સૂર્યમુખી એ ઉભય ઉઠી ગયા પછી તે વૈરાગિની કાંઇ ગાયન બોલી નહિ, પરન્તુ અહીં તહીંની ગામ ગોષ્ઠિ કરવામાંજ તેણે વખત ગાળ્યો ગાયન બંધ પડવાથી કુંદા વ્યતિરિક્ત અન્ય સ્ત્રીઓ ઉઠી ગઈ. કુંદાના પગ જાણે ત્યાંજ કોઇએ બાંધી રાખ્યા ન હોય તેમ તે ત્યાંજ બેસી રહી. તે ત્યાંથી જરાપણ ખસી નહિ. કુંદાને એકલી જોઇને તે વૈરાગિની તેની સાથે મુક્ત કંઠે વાર્તાલાપ કરવા લાગી. પરંતુ કુંદાનું લક્ષ્ય તે તરફ ન હોવાથી તેણે થોડા શબ્દ સાંભળ્યા અને ઘણા નહિ સાંભળ્યા.

કુંદા અને વૈરાગિની પરસ્પર કાંઇ ગુપ્ત વાત કરે છે એમ સૂર્યમુખીએ દૂરથી જોયું. અને જ્યારે તેને જણાયું કે તે ઉભય વાર્તા

લાપ કરવામાં અતીશય ગર્ક થઇ ગયાં છે તથા પરસ્પર કાંઇ સંકેત પણ કરે છે ત્યારે તેણે કમળા ને હાંકમારી અને તેને આ સર્વ પ્રકાર બતાવ્યો. તે જોઇ કમળા બોલી.—

" અહ ! એમાં શું થયું ? એ તો માત્ર વાર્તાજ કરે છે. વળી એની સાથે વાત કરનાર સ્ત્રી છે, કાંઇ પુરૂષ નથી "

સૂર્યમુખી બોલી " તે પુરૂષ છે કે સ્ત્રી તે કોણ કહી શકે એમ છે ? મને તો એમ લાગે છે કે એ સ્ત્રીનો વેષ ધારણ કહીને કોઇ પુરૂષજ આવેલો છે. હું હમણાજ એની તપાસ કરાવુ છું. જુઓ કુંદા કેટલી દુષ્ટ છે ? "

" ભાભી, ક્ષણભર થોભો. હુ એક બાવળની શૂળ લાવુ છું અને કાટા કેવા વાગ છે તે હું એને બતાવું છું."

આ પ્રમાણે કહીને કમળા બાવળની સોટી લેવા ગઇ જતાં રસ્તામાં તેને સતીશચંદ્ર મળ્યો. તેણે પોતાની ભાભીની કંકાવટી ઉઘાડી હતી અને તેમાથી કુમ્ કુમ્ કાઢી પોતાની છાતી, નાક, મુખ હાથ, પગ વગેરે સર્વ ગાત્રો રંગી મૂકયા હતા. આથી કમળાનુ મન પોતાના પુત્રમાં રોકાયું અને વૈરાગિની, કુંદા તથા બાવળની શૂળનું તેને સ્મરણ રહ્યું નહિ.

આ તરફ સૂર્યમુખીએ પોતાની હીરા નામની દાસીને તેડાવી મંગાવી. હીરાનુ નામ પૂર્વે એકવાર આવ્યુ છે જ તથાપિ આ સ્થળે તેની વિશેષ માહિતી આપવી આવશ્યક છે. નગેંદ્ર તથા તેનો પિતા પોતાના ઘરમાં સુશીલ અને કુળવાન દાસી રાખવાની ઘણી કાળજી રાખતા હતા. એટલા માટે તેઓ અધિક પગાર આપીને ઉચ્ચ વર્ણની દાસી રાખતા હતા. આથી દાસીઓ પણ ઉમંગથી

કામ કરતી હતી. વળી તેમને સુખ મળતું, તેમનું માન જળવાતું, વગેરે કારણથી ઘણી ઉચ્ચ કુળની રંક સ્ત્રીઓ તેને ત્યાં દાસી તરિકે રહેતી હતી હીરા આવી દાસીઓમાં મુખ્ય હતી. ઘણી દાસીઓ કાયસ્થ ક્ષત્રિય જાતીની હતી અને હીરા પણ કાયસ્થ જાતીનીજ હતી તેની દાદી પ્રથમ આ ઘરમાં નોકરીએ રહી હતી અને તેની સાથે હીરાપણ નાની હતી ત્યારે આવતી હતી. જ્યારે હીરા મોટી કામ કરવા લાયક થઇ ત્યારે તેની દાદીએ નોકરી છોડી દીધી અને પોતાના ઉપાર્જિત કરેલા દ્રવ્યથી એક નાનું સરખું ગૃહ બાંધી ગોવિંદપુરમાંજ રહી ત્યારથી હીરા નગેંદ્રના ઘરમાં નોકરીએ રહી. આ વખતે તેની વય વીસ વર્ષની હતી અને તે સર્વ દાસીઓ કરતાં નાની હતી. ચાતુર્ય અને ઔદાર્ય એ ગુણો હીરાના અંગમાં વિશેષ પ્રમાણમાં હતા. ગોવિંદપુરના સર્વ માણસો હીરા બાળવિધવા છે એમ જાણતા હતા પરંતુ તેનો પતિ કોણ હતો એ વાત કોઇ જાણતું નહોતું. હીરાના ચારિત્ર્ય વિષે કોઇને કદિ પણ શંકા ગઇ નહોતી તે વિધવા હતી તોપણ હમ્મેશાં સૌભાગ્યવંતી સ્ત્રીના જેવો ઠાઠ રાખતી હતી તેનો દેખાવ સુંદર હતો. તેનો રંગ શ્યામ હતો. ડોળા મોટા હતા અને તે કદે ઠીંગણી હતી. તેનો ચહેરો અભ્રાચ્છાદિત ચંદ્ર સમાન હતો. અને મસ્તક પરના વાળ સર્પની ફેણની પેઠે આગળ આવી રહ્યા હતા.

સૂર્યમૂખીની તરફથી તેડું આવ્યું ત્યારે હીરા એકલી એકાંતમાં બેસી કંઇ ગાયન ગાતી હતી. હીરા બડી ટહુકાખોર બાઇ હતી. અંધારામાં બેસીને અન્ય નોકરોને બ્હીવરાવવાં, કોઇને નિદ્રાગ્રસ્ત જોવામાં આવતાં તેનું મુખ ચુનાથી અથવા શાહીથી રંગી કાઢવું, આવી આવી કેટલીક ખોડો હીરામાં હતી. તે વિષે સવિસ્તર વર્ણન

પાછળ આવશે હમણાં માત્ર એટલુંજ કહેવું બસ થશે કે તે જો ક્યાંક અત્તર અથવા ગુલાબજળ જોતી તો તે ચોરી જતી. અસ્તુ !

સૂર્યમુખીએ હીરાને પોતાની પાસ બોલાવીને કહ્યું.—

"તું પેલી વૈષ્ણવી વૈરાગિનીને ઓળખે છે કે ?"

હીરા બોલી "ના, હું પાડોશીના ઘરની પેલી તરફ કદિ પણ ગઇ નથી તો પછી વૈષ્ણવી વૈરાગિનીને હું ક્યાંથી ઓળખું ? ઠાકુર-મહાલવાળી બાઈઓને પુછી જુઓ તેઓ કદાચિત તેને ઓળખતી હશે કારણ કે ત્યાં ભિક્ષુકો પુષ્કળ આવે છે કરૂણા અથવા શીતલા એ ઉભયમાંથી કોઇને પણ તે પરિચિત હશે."

"પરંતુ એ ભિક્ષુક નથી એ ગમે તે હો, પરંતુ એ ક્યાં રહે છે, કુંદની સાથે આટલી બધી વાત એ શા માટે કરેછે, એ સર્વ મારે જાણવું છે. જો તું એ બાબતની તપાસ કરીને મને કહેશે તો હું તને એક બનારસી સાડી આપીશ અને એક વખત નાટક જોવા મોકલીશ."

આ શબ્દો સાંભળી હીરાનું મન જરા લલચાયું. તેણે સૂર્યમુખીને પ્રશ્ન કર્યો:—

"હું ક્યારે તપાસ કરવા જાઉં ?"

"જ્યારે તને ફાવે ત્યારે જા પરંતુ જો હમણાં તું તેની પુઠે પુઠે જશે તો તને તેનો પત્તો જલદી લાગશે. તોપણ તું જો તેની પુઠે હમણા જાય તો તેને કે અન્ય કોઇને સંશય ન આવે એવી સાવચેતી રાખજે."

આ સમયે કમલા ત્યાં આવી પહોંચી અને સૂર્યમુખીએ શોધી કાઢેલી યુક્તિ પસંદ કરી હીરા પ્રત્યે બોલી:—

" અને જો તારાથી બને તો બાવળની શુળવતી તેને ખુબ ફટકાવી કાઢજે."

" તે સર્વ કાર્ય હું કરીશ તે વિષેની જરા પણ ચિંતા કરશો નહિ પરંતુ, બાઇ સાહેબ માત્ર બનારસી સાળુથી મને સંતોષ થનાર નથી." હીરા લટકો કરીને બોલી

" તો પછી તને બીજુ શું જોઇએ છે ?"

કમલા બોલી " ભાભી ! એને એક પ્રાકડો જેવો પતિ જોઇએ છે. એનુ લગ્ન કરાવી આપો એટલે એ ખુશી થશે "

" ઠીક; ત્યારે તને શ્રીશચંદ્ર ઠાકુર જોઇએ? બોલી દે, ઝટ જવાબ દે. તારી ઇચ્છા પ્રમાણે શ્રીમતી કમલા સર્વ વ્યવસ્થા કરશે.'

હીરાએ ઉત્તર આપ્યો " જોઇશુ પાછળથી, પરતુ મારા મનમાં ધારેલો પતિ તો ઘરમાંજ છે. તો પછી પતિને શોધવાને માટે દુર જવાની શી આવશ્યકતા છે?"

" તે કોણ ?" સુર્યમુખીએ પુછ્યું.

" મૃત્યુ, બીજો કોણ ?" હીરાએ ઉત્તર આપ્યો.

---

## અષ્ટમ પરિચ્છેદ.

તે દિવસે સંધ્યાકાળે કુંદનંદિની બાગમાંના તળાવના ઓવારાપર બેઠી હતી. આ તળાવ ઘણું મોટું હતું. એ તળાવમાં પાણી સર્વદા નિર્મળ રહેતાં હતાં અને લીલાં દેખાતાં હતાં. આ તળાવની પાછળ એક સુંદર પુષ્પ ઉદ્યાન હતું અને તેના મધ્ય ભાગમાં એક શુભ્ર સ્ફાટિકનું બાંધેલુ સુંદર મકાન હતું. ઓવારાના પગથીઆંની

બન્ને બાજુએ બકુલ વૃક્ષો શોભી રહ્યાં હતાં. કુંદા આ સમયે એક બકુલનાં વૃક્ષની નીચે બેઠી હતી. તેના નિકટ અન્ય કોઇ પણ માણસ નહોતું. છેક સંધ્યાકાળ થઇ જવાથી અંધારૂં થવા આવ્યુ હતું કુંદા તળાવનાં સ્વચ્છ પાણીમાં પડેલુ તારાનું પ્રતિબિંબ અનિમિષ દૃષ્ટિથી જોતી હતી તે પ્રતિબિંબની વચ્ચે સ્થળે સ્થળે કમળના ફુલો પણ દ્રષ્ટિગોચર થતા હતાં તળાવની બીજી ત્રણ બાજુએ આમ્રવૃક્ષ, ફણસ, બોરડી, નારંગી, નાળિએરી, તાડ વગેરે વૃક્ષોની હારો આવી રહી હતી રાત્રિના અંધારામાં હારો ઉંચી ભીંત સમાન લાગતી હતી. વચ્ચે વચ્ચે રતા વૃક્ષપરનાં પક્ષીના કર્કશ ધ્વનિ શિવાય અન્ય કોઇપણ પ્રકારનો અવાજ કર્ણગોચર થતો નહોતો. શીતળ મંદ વાયુ પાણીને કિંચિત્ કંપાવતો હતો અને તેથી તળાવમાંનાં કમળની પાંખડીમાં જળ બિંદુઓ ભરાઇ જતાં હતાં. પવ-નથી પાણી હાલતુ હોવાથી જળમાં પ્રતિબિંબિત થયેલું આકાશ પણ જાણે હાલતું નહોય તેમ દેખાતુ હતું. પવન વૃક્ષોમાં સંચરીને પાંદડાંમાં મંદ ધ્વનિ ઉત્પન્ન કરતો હતો તેજ અવાજ માત્ર કુંદાને કર્ણગોચર થતો હતો. બાકી સર્વ સૃષ્ટિનો જાણે લય થયો છે કે શું એવોજ ભાસ થઇ રહ્યો હતો. બકુલ કુસુમના સુમધુર સુવાસથી આસપાસની હવા સૌગંધ્ય યુક્ત બની હતી વળી પવનની લહરોમાં અન્ય પુષ્પોનો સુગંધ પણ મિશ્રિત થયો હતો. હમણાં વસંતરૂતુ ચાલતી હોવાથી ચારે તરફ નાનાં મોટાં વૃક્ષો પ્રફુલ્લિત થઇ રહ્યાં હતાં. આ દેખાવ જોઇને મનુષ્યના હૃદયમાં અતિ ઉત્સાહનો પ્રાદુર્ભાવ થતો હતો. તિમિર તો કહે મારૂં કામ. પ્રકાશનું તો નામ નિશાન પણ નહોતું. વૃક્ષપરથી આમ તેમ પતંગીઆં ઉડતાં હતાં તેમનો પ્રકાશ કદિ કદિ દ્રષ્ટિગોચર થતો હતો. સમુદાયમાંથી છુટાં પડેલાં પક્ષીઓ

દોડી દોડીને પોતાના માળા તરફ જતાં હતાં, અને કરુણ સ્વરે પોકાર કરતાં હતાં. ચારે તરફનાં ઘોર અરણ્યમાંથી શિયાળવાનો કર્કશ ધ્વનિ કર્ણગોચર થતો હતો. આકાશમાં શુભ્ર વાદળાઓ આમથી તેમ જતાં દૃષ્ટિગોચર થતાં હતાં થોડીવારમા બે ત્રણ તારા તુટી પડતા દૃષ્ટિગોચર થયા. આ વખતે કુંદા ઓટલાના એક પગથીઆપર બકુલ વૃક્ષની નીચે બેઠી હતી. તે અતિશય દુઃખથી પીડિત હોવાથી અત્યંત ચિંતામાં નિમગ્ન થઇ હતી તેના મનમાં વારંવાર અનેક વિચારો આવતા હતા તે મનમાં બોલી "હે દેવ! મારૂં સમસ્ત કુટુંબ નષ્ટ થયું છે. મારા પિતા, માતા, ભ્રાતા સર્વ ગયાં પણ હું એક અભાગિની મુઇ નહિં જો મારૂં મૃત્યુ થયુ હોત તો હું આવા નિર્જન ભયંકર સ્થળે મારા દુઃખનો અંત લાવવાને આવી હોત? સારા માણસોને મરણ પશ્ચાત સ્વર્ગમાં તારાની જગા મળતી હશે કે?" જે દિવસે તેનો પિતા મરણ પામ્યો તે દિવસે તેને જે સ્વપ્ન આવ્યુ હતું તે સ્વપ્નનુ સ્મરણ કુંદાને નહોતું. તેના મનમાં એવો વિચાર આવતો હતો કે "મારી માતા મરણ પામ્યા પછી આકાશની ચાંદરણી થઇ હશે. આથી તે પોતાનાં જ મનને પૂછવા લાગી "સદ્‌ગુણી માણસો મરણ પામ્યા પછી તારા થાય છે કે? જો આ વાત સત્ય હોય તો મારા સર્વ આપ્તો તારા થયા હશે. જો એમ હોય તો આ અગણિત તારામાં તે કયે સ્થળે વિરાજતાં હશે? હું તેમને શી રીતે ઓળખી શકીશ? અને વારૂ હું અહીંઆં રોતી બેઠી છું તે તેઓ જોઈ શકતાં હશે કે? પરંતુ હવે જવાદો તે વિચાર હવે તે વિષેના વિચાર હુ મનમાં આણીશજ નહિ. એ વિચાર આવવાથી મને ઉલટું વિશેષ દુખ થાય છે. પરંતુ શોક અને દુઃખ વ્હોરી લેવામાં પણ શો ફાયદો? હું ગમે તેટલી રડું તોપણ મારૂં સાંત્વન કોણ કરનાર છે? વિધાતાએ મારા

નશીબમાંજ દુઃખ લખ્યું છે; નહિ તો મારી મા—પરંતુ પુનઃ એ વિચાર શા માટે? નહિ નહિ, એ વિચાર જવાદો વારૂ, હું મરણ પામું તો શી હરકત? મારાં મરણથી કોને દુખ થનાર છે? પરંતુ મરવું તે શી રીતે? મારે પાણીમાં જીવ આપવો કે વિષ ખાઇને મરવું? આ રીતે હું મરણ પામીશ તો મને તારાની જગા મળશે કે? હુ કોઇને જોઇ શકીશ કે? હુ દરરોજ જોઇશ કે! કોને જોઇશ? કોને? મારાથી નામ દેવાતુ નથી વારૂ, મારાથી નામ શા માટે દેવાતું નથી? અહીઆં મારા સબ્દો કોઇને કર્ણગોચર થશે એવી ભીતિ રાખવાની કાંઇ પણ જરૂર નથી. તો પછી હુ આટલી બધી ડરૂં છું શા માટે? એકવાર પણ તે નામનો—તે પવિત્ર નામનો—તે પ્રિય નામનો ઉચ્ચાર કરીને મારા મનને મનાવું કે નહિ? મનમાં પણ મારાથી તે નામ લેવાશે કે નહિ લેવાય?—નગેદ્ર રાજ! મારા પ્રાણ પ્રિય નગેદ્રરાજ! હાય, હાય! હે દૈવ! આ હું શુ બોલુ છું?—મારા નગેંદ્રરાજ! પ્રાણપતિ! ત્યારે હું કોણ? ના, ના. સૂર્યમુખીના પ્રાણ પ્રિય નગેદ્રરાજ, લે મારી બાઇ! હુ એ નામનો ઉચ્ચાર કેટલી વાર કરૂ છું? એ નામનો ઉચ્ચાર કરતાં જાણે કંટાળો તો આવતો જ નથી! શ્રમનો થતોજ નથી! પરતુ તેનો શો ઉપયોગ? એમણે સૂર્યમુખીની સાથે લગ્ન કર્યુ તેના કરતા મારી સાથે કર્યુ હોતતો કેવું સારૂં! પરંતુ, નહિ! એ વિચાર જ શા માટે? પાણીમાં ડુબીને પ્રાણ આપવો એજ કાર્ય સારૂં છે. પરંતુ જીવ આપ્યા પછી મારી સ્થિતિ કેવી થશે? કાલે સવારે મારૂં અગ ફુલી જશે અને હું પાણીમાં તરતી રહીશ. પછી આ વાત આખા ગામમાં પ્રસરશે. અને જેમણે આજ સુધી મારા નખ પણ જોયા નથી તે મારૂં અસ્તવ્યસ્ત થયેલું સુમ્રમ શરીર જોશે. પછી સર્વ જણ વાત કરશે કે કુંદાએ આખરે

જીવ આપ્યો મેં જીવ આપ્યો છે એ વાતની ખબર જ્યારે નગેંદ્ર-રાજને પડશે ત્યારે તેઓ મારે વિષે શું ધારશે વારૂ ? માટે જીવ આપવો એ કાર્ય કાંઇ મને પ્રશસ્ત લાગતું નથી. પ્રાણ આપવાથી મારૂં શરીર ફુલાઇ જશે અને તેઓ જ્યારે મને જોશે ત્યારે હું સર્વથા કદરૂપી લાગીશ. ત્યારે બીજો શુ ઉપાય કરવો ? શું વિષ ખાઇને મરવું ? ઠીક ! પરંતુ વિષ પણ કયી જાતનું લેવું ? મને વિષ ક્યાં મળશે ? અને તે કોણ આણી આપશે ? ઠીક ! ધારો કે મળ્યુ, પરંતુ તે મારાથી ખવાશે કે ? ખવાશે; પરંતુ હું તે આજે ખાનાર નથી. તેઓ મારા પર પ્રીતિ કરે છે એટલોજ વિચાર મનમાં આણી મારાં મનનું સમાધાન કરી લઉં એટલે થયું. પરંતુ મારાપર તેમનો પ્રેમ છે એમ શાપરથી ધરૂંછું ? એ વિષે કમલાબાઇ આજેજ બોલતાં હતા. પરંતુ તે વાત તેમણે શી રીતે જાણી ? એ વિષે તેમને પ્રશ્ન કરવાની હામ ચાલી નહિ. તો પછી ખરી વાત જાણવી શી રીતે ? હું તેમને ગમતી હઇશ કે ? મારાપર તેમની ખરેખરી પ્રીતિ હશે કે ? મારામાં એવી શી વસ્તુ છે કે જે તેમને પસંદ પડે છે ? હું કે મારૂં રૂપ ? રૂપ-રૂપ જોવાની મને ઇચ્છા છે " આ પ્રમાણે બોલી તે પગથીઆં ઉતરીને નીચે ગઇ અને પાણીમાં પોતાનુ પ્રતિબિંબ કેવુ દેખાય છે તે જોવા લાગી પરંતુ અંધકારને લીધે પાણીમાં કાંઇ દેખાતું નહોતું. આથી તે નિરાશ થઇને અગાઉ જે સ્થળે બેઠી હતી તે સ્થળે જઇને પુનઃ બેઠી.

" એવા વિચારજ મારે શા માટે કરવા જોઇએ ? સુર્યમુખી મારા કરતાં અધિક સુંદર છે. ચંદ્રા, ભામા અને પ્રમદા પણ મારા કરતાં વિશેષ સ્વરૂપવાન છે. વધારે તો શું, પરંતુ હિરા પણ મારા કરતાં ઘણાપટ વિશેષ દેખાવડી છે. જો કે તેનો વર્ણ શ્યામ છે તો પણ તેનો

ચ્હેરો ઘણોજ મોહક છે. માટે તેમને મારૂં રૂપ તો પસંદ પડયું નહિજ હોય. ત્યારે શું મારો સ્વભાવ તેમને ગમ્યો હશે? જરા વિચાર કરી જોઉં. છટ! તે પણ પસદ પડ્યો નથી મારા અંગમાં કોઇ પણ મોહક ગુણ દેખાતો નથી મને સારૂં લગાડવાને માટેજ કમલાએ મને તે પ્રમાણે કહ્યું હતુ. વારુ, તેઓ મારાપર શા માટે પ્રીતિ કરે? નથી મારામાં ગુણ કે નથી રૂપ! તોપણ વારુ કમલા મારી પ્રશસા શા માટે કરતી હતી? કોણ જાણે ગમે તે કારણ હો પરંતુ હું હમણાં જીવ તો આપતી નથીજ. તે વિષે હું વિચાર કરી જોઇશ આમા ખરૂં શું અને ખોટું શું તેનો હુ વિચાર કરીશ. પરતુ હું કલકત્તે તો જઈ શકનાર નથીજ ત્યાં તો નહિજ નહિજ જાઉં. જો ત્યાં જઇશ તો એઓ કદિ પણ મારી દ્રષ્ટિએ પડનાર નથી. માટે હું ત્યાં નહિજ જાઉં. પરંતુ અહીઆં રહીને પણ શું કરૂ? જો કમલાની વાત ખરી હોય તો મારાપર ઉપકાર કરનાર અનેક જણને મારે લીધે અતીશય દુઃખ થતું હશે. સૂર્યમુખીના મનમાં મારે વિષે અનેક કાળા ધોળા વિચારો હશે. હા, હું એ વાત સારી પેઠે સમજી શકું છું. એ વાત ખરી હોય કે ખોટી હોય પરતુ હું કલકત્તા તો જનાર નથીજ. તે સુખ છોડીને મારાથી જઇ શકાય એમ છેજ નહિ. ત્યારે હવે મારે માટે બીજો શું ઉપાય રહ્યો છે? મારે જીવ આપવો એજ કાર્ય મારે માટે યોગ્ય છે. જો મારા ભાગ્યમાં આત્મઘાત લખ્યો હશે તો તેમજ થશે. હવે જીવીને શું સુખ જોવાનાં હતાં? જીવવાથી દુઃખનીજ વૃદ્ધિ થાય છે. અહો પિતાજી! આ જગતમાં દુઃખ સહન કરવાને માટેજ મને એકલીને તમે મૂકી ગયા છો કે? હર હર! હે દેવ! મેં પૂર્વ જન્મે એવો તે શો અપરાધ કીધો હશે કે તેં આવા દુઃખનો પ્રસંગ આણ્યો? તું એટલો બધો નિર્દય

શા માટે થયો છે ? તને મારાપર જરા પણ દયા આવતી નથી ? હે તાત ! હે તાત !" આ પ્રમાણે બોલી કુંદા કપાળે હાથ દઈ મોટે સાદે રોવા લાગી. એટલામા તેને ઉક્ત સ્વપ્નનું સ્મરણ થયું. તેનું સ્મરણ થતાંની સાથે જાણે વિદ્યુલ્લતાનો આચકો લાગ્યો નહોય તે પ્રમાણે તે દિગ્મૂઢ બની ગઇ. તત્પશ્ચાત્ તે રોતી રો । બોલી "આહા ! મને તે સ્વપ્નનું તો છેકજ વિસ્મરણ થયુ હતું. એ સ્વપ્ન હું કેમ ભૂલી ગઇ હઇશ ? મારા ભાગ્યમાં શું છે તે મારી માતાએ મને પૂર્વથીજ કહી રાખ્યુ હતું અને દુ:ખમાથી મુક્ત થવાનો માર્ગ પણ બતાવી રાખ્યો હતો. ત્યારે વારુ તેજ વખતે હું તેની સાથે શા માટે ગઇ નહિ ? હું શા માટે મરણ પામી નહિ ? હશે, જે થયું તે થયું,' પરંતુ હવે હુ વિલંબ કરનાર નથી. બસ એજ નિશ્ચય ! ' આ પ્રમાણે બોલી તે ધીમે ધીમે પગથીઆં ઉતરી નીચે જવા લાગી. ગમે તેવી પણ કુદા સ્ત્રી એટલે ડરપોક–અધીરી તો ખરીજ. પ્રત્યેક પગથીએ ઉતરતા તેને ભીતિ લાગતી હતી. પ્રત્યેક પગથીએ ઉતરતાં તેનું શરીર થર થર કપે. તથાપિ પોતાની માતાની આજ્ઞાનું પાલન કરવાને માટે તેણે પોતાના મનને દઢ કર્યું અને તે પગથીઆ ઉતરી છેક પાણીની નિકટ ગઈ એટલામા કોઇ માણસે આવી તેની સ્કંધપર ધીમેથી હાથ નાંખ્યો. તે મનુષ્ય બોલ્યો "કુંદે ! એ તું શું કહે છે ?" કુંદાએ ચારે તરફ દ્રષ્ટિ ફેંકી ઘોર અંધકાર હોવા છતાં પણ તેણે એકદમ નગેંદ્રને ઓળખ્યો. તે દિવસે કુંદાએ જીવ આપવાનો વિચાર માંડી વાળ્યો.

પરંતુ હે નગેંદ્ર ! આજપર્યંત તારું વર્તન સર્વથા નિષ્કલંક છે એમ લોકો બોલતા આવ્યા છે તોપણ અંતે તારું પોત તેં પ્રકાશ્યું કે ? તારી પ્રિય ભાર્યાના પતિવ્રતપનું ફળ તે તેને આ જ

આપ્યું કે ? અરે ! તેણે આજ પર્યંત તારી સેવા કરી તેનું પ્રતિફળ તું આ જ આપવાને તત્પર થયો છુ કે ? ધિક્કાર ! ધિક્કાર ! તને શતવાર ધિક્કાર હો ! તુ ચોર છે. અરે ચોર કરતાં પણ તું ભુંડો છે. ચોરે સૂર્યમુખીને શું નુકશાન કર્યું હોત ? બહુ બહુ તો તેના સર્વ અલંકારો અને તેની સર્વ દોલત ચોરે લઇ લીધી હોત. એથી વિશેષ તેણે શું કર્યું હોત ? પરંતુ તેં તો તેનું હૃદય ભસ્મ કર્યું છે. સૂર્યમુખીએ ચોરને પોતાની ખુશીથી કંઇ આપ્યું નહોતું તેથી જે તેણે તેને ત્યા ચોરી કરી હોત તો તેમા કાંઇ આશ્ચર્ય ચકિત થવાનુ પ્રયોજન નથી. તેતો જાણે ચોરજ છે એટલે ચોરી કરેજ. પરંતુ તેણે તને તો પોતાનું જીવન સર્વસ્વ અર્પણ કર્યું છે. માટે તું તો અતિ નીચ પ્રકારની ચોરી કરે છે. હે નગેંદ્ર ! તું આવું કાર્ય કરે તેના કરતાં તું મરણ પામ્યો હોત તોપણ સારૂં થાત ! જો તેમ કરવાની તારી હિમ્મત ચાલતી હોયતો જા અને તળાવના પાણીમાં ડુબી મર.

હે ભોળી કુંદે ! તને પણ ધિક્કાર છે. ચોરના સ્પર્શથી તું આટલી કંપે છે કેમ ? ચોરના શબ્દ તને સત્ય કેમ ભાસે છે ? તને શરીરમાં કંટક ભોંકાય તેવા કેમ લાગતા નથી ? કુંદા, હજી પણ પુનઃ વિચાર કર, જો, તારી સન્મુખ સ્વચ્છ, શીતળ અને રમણીય પાણી આવી રહ્યું છે માટે તેમાં ભુસકો માર, અને તારાં સર્વ દુઃખો નો અંત આણ. વ્યર્થ વિલંબ શા માટે કરે છે ?

કુંદાને જીવ આપવાની ઇચ્છા નહોતી.

થોડીવાર પછી તે ચોર બોલ્યો " કુંદે ! કાલે તું કલકત્તા જવાની છે કે ? તુ રાજી ખુશીથી જાય છે કે ? "

રાજીખુશી ? હાય હાય ! કુંદા પોતાની આંખમાંનાં અશ્રુ લુછવા લાગી. પરંતુ કાંઇ બોલી નહિ, ત્યારે નગેંદ્ર પુનઃ બોલ્યો " કુંદે ! પ્રિય કુંદે ! તું શા માટે નકામું જોઇને દુઃખ વ્હોરી લે છે વારૂ ? મારૂં કહ્યું સાંભળ. જો, મેં આટલા દિવસ સુધી તારૂં વિરહ દુઃખ કેટલું સહન કર્યું છે તે મારાથી કહી શકાતું નથી. હવે મારાથી એ વિરહ દુઃખ સહન થઇ શકનાર નથી એ દુઃખમાથી હું બચ્યો શી રીતે તેજ મને સમજ પડતી નથી. મે ધૈર્ય ધારણ કરીને આટલા દુઃખના દિવસ કાઢ્યા, પરંતુ તેથી મારી સ્થિતિ કેવી થઇ છે તે તો જો. પ્રિયે ! તારે ખાતર હું વ્યસની બન્યો તારે ખાતર હું ઉન્મત્ત થયો, લોકો મને ભ્રમિષ્ટ પણ કહેવા લાગ્યા. હવે બાકી તે શું રહ્યું ? પરંતુ હવે હું તને સ્પષ્ટ જણાવું છું કે હવે મારાથી ધૈર્ય ધારણ કરી શકાશે નહિં. હું કાંઇ તને કલકત્તા જવા દેનાર નથી કુંદે ! જો. હાલમાં વિધવા વિવાહની છુટ છે. જો તારી ઇચ્છા હોય તો તારી સાથે લગ્ન કરવાને હું તૈયાર છું."

હવે કુંદાએ મુખ ખોલ્યું. તે બોલી " નહિ "

" કુંદે ! તુ ' નહિ ' શા માટે કહે છે ? વિધવા વિવાહ ભ્રષ્ટ અને શાસ્ત્ર વિરૂદ્ધ છે એમ તને લાગે છે ? "

" નહિ "

" ત્યારે પછી ' નહિ ' શા માટે કહે છે ? બોલ, બોલ તું મારી પત્નિ થશે કે ? મારાપર પ્રીતિ કરશે કે ? "

કુંદા બોલી " નહિ "

ત્યારે નગેંદ્રે જાણે તે સહસ્ત્ર મુખે બોલતો નહોય તે પ્રમાણે તેને પુષ્કળ હૃદયદ્રાવક શબ્દોથી વારંવાર વિનવી. તોપણ કુંદાનું

'નહિ' ગયું નહિ. આથી નગેદ્રે તળાવનાં સ્વચ્છ શિતળ પાણી તરફ દ્રષ્ટિ કરી અને તે મનમાં બોલ્યો "ત્યારે શું આપણે હવે જીવ આપવો ?"

કુંદા મનમાં બોલી "વિધવા વિવાહ શાસ્ત્ર સમ્મત છે એ વાત ખરી, પરંતુ હું 'નહિ' કહું છું તેનુ કારણ જૂદુંજ છે."

તો પછી તેણે પાણી તરફનો માર્ગ શા માટે ન પકડયો ? તેને જીવ આપવામાં શી હરકત હતી ?

---

## નવમ્ પરિચ્છેદ.

દેવેંદ્રનાથ વૈષ્ણવી વૈરાગિનીને વેષે નગેંદ્રના મહાલયમાં ગયો હતો એ પાછળ જણાવવામાં આવ્યું છે. ત્યાં જઇ કુંદનંદિનીને જે કાંઈ કહેવાનું હતું તે કહી તે તરતજ પાછો ફર્યો તેણે પોતાના ઉપવનગૃહમાં જઇ તે વેષ ઊતારી નાંખી પોતાનો નિત્યનો પોષાક પરિધાન કર્યો. તેને અતિશય શ્રમ પહોંચ્યો હતો તેથી તેણે ઘડીભર વિશ્રાંતિ લીધી ત્યાં તેનો ચાકર તૈયારજ હતો. તેણે તેની સમક્ષ હુક્કો આણ્યો. પરંતુ તેથી દેવેદ્રના મનનું સમાધાન થયું નહિ. તેથી તેણે પોતાના ચાકરને દારૂ આણવાની આજ્ઞા કરી. ચાકર દારૂ લાવ્યો એટલે તેણે પોતાના મનની તૃપ્તિ થઇ ત્યા સુધી તે પ્રાશન કીધો.

દારૂબાજી ઉડતી હતી તેવામાં તેનો પ્રિય મિત્ર સુરેન્દ્ર ત્યાં આગળ આવ્યો અને તેની નિકટ જઇને બેઠો. તેને ખબર અંતર પુછયા પછી સુરેન્દ્ર બોલ્યો "આજે તમે પુનઃ કયાં ગયા હતા?"

દેવેન્દ્ર બોલ્યો "આટલી વારમાંજ તને કેવી રીતે ખબર પડી ?"

સુરેન્દ્ર બોલ્યો " આ તમારી બીજી ભૂલ છે. તમને એમ લાગે છે કે હું જે કાંઇ કરૂંછું તે અન્ય કોઇ જાણતું નથી. પરતુ એ વાત તો આખા ગામમાં પ્રસરી ગઇ છે."

" આ વાત ગુપ્ત રાખવાની મારી જરા પણ ઇચ્છા નથી."

" તમે આ કાર્યમા મોટી ઇજ્જત મેળવના નથી. તમે જ્યાં સુધા જરા મનમા શરમાતા હો ત્યાં સુધીજ તમારી સુધરવાની આશા, નહિ તો નહિ. જો મને આવી આશા નહોત તો હું બોલ્યો પણ નહોત. પરંતુ હવે મારી તે આશા નષ્ટ થતી જાય છે. જો તમારા મનમાં જરાપણુ શરમ હોતતો તમે વૈરાગિનીનો વેષ ધારણ કરીને આખા ગાંમમાં ફિંડયા હોત કે ?"

દેવેંદ્ર હસીને બોલ્યો " હું કેવી ખુબસુરત વૈરાગિની બન્યો હતો ? મારો તે ઠાઠ જોઇને તો તું મોહ પામી ગયો જ હશે, નહિ વારૂ ?"

" મેં તમને તે નિરસ્કરણીય વેષમાં મુદ્દલ જોયાજ નથી. નહિતો તમને ચાબુકના સપાટા કેવા હોય છે તેની પ્રતીતિ કરાવી હોત."

ત્યાર પછી સુરેન્દ્રે તેના હાથમાંથી મદ્યનું પાત્ર ખુંચવી લીધું અને તે બોલ્યો " હવે તમે જ્યા સુધી શુદ્ધિમાં છો ત્યાં સુધી હું તમને શિખામણનાં બે વચનો કહુંછું, તે પ્રતિ પક્ષ આપો અને પછી તમારી મરજીમાં આવે તેમ કરજો."

" મિત્ર ! આજે તુ મારા પર આટલો બધો ગુસ્સે શા માટે થયો છે, વારુ ! મને લાગે છે કે તને હેમવતીનો પવન લાગ્યો છે, તેમ નહિ હોય તો તું આ પ્રમાણે બોલે નહિ."

આ કુત્સિત શબ્દો તરફ જરા પણુ લક્ષ આપ્યા વિના સુરેન્દ્ર

બોલ્યો "ઠીક, આવો ચમત્કારીક વેષ ધારણ કરીને કોનો ઘાત કરવાનો વિચાર રાખ્યો છે?"

પેલા સ્કૂલ માસ્તરનાં લગ્ન એક અપ્સરા સમાન સુંદર કન્યાની સાથે થયાં હતાં, એ વાત તો તું જાણતો હશેજ. હવે તે સ્ત્રી વૈધવ્ય દુ:ખ સહન કરે છે. અને તે ગોવિંદપુરમાં નગેન્દ્રને ઘેર રહેછે. તેનેજ મળવાને માટે હું ગયો હતો."

સુરેન્દ્ર બોલ્યો "ત્યારે તો એમ જણાય છે કે હમણા તમારા દુર્વ્યસનો બહુ વધી પડ્યાં છે. શુ હજી પણ તમારી તૃપ્તિ થઇ નથી કે તમે અનાથ બાળ વિધવાની પાયમાલી કરવા ઇચ્છો છો.?" તે અતિશય સંતપ્ત થઇને બોલ્યો "દેવેંદ્ર, આ તરફ જો. તું એટલો પાપી, નષ્ટ, ભ્રષ્ટ, દુષ્ટ,—ટુંકમાં તું એવો હરામખોર છે કે હવે તારી સાથે મિત્રતા રાખવી એ સાવ મુર્ખાઈ છે."

સુરેન્દ્ર આ શબ્દો એટલા આવેશથી બોલ્યો કે તે સાભળી દેવેન્દ્રનો ગર્ભગલિતજ થઈ ગયો, અને તે બોલ્યો "મિત્ર, મારાપર ગુસ્સો કરીશ મા, મારૂં મનજ મારે સ્વાધીન નથી, ત્યારે હું શુ કરૂં? આ સ્ત્રીને પ્રાપ્ત કરવા શિવાયની સર્વ લાલચને હું લાત મારીશ. મેં પ્રથમ જ્યારથી તેને તારાચરણના ઘરમાં જોઇ ત્યારથી હું તેના પ્રેમપાશમાં લુબ્ધ થઇ ગયોછું. એવું રૂપતો ક્યાંયપણ દ્રષ્ટિગોચર થતું નથી. જે રીતે એકાદ જ્વર પીડિત મનુષ્ય પાણીને માટે વ્યાકુળ થાય છે. તે પ્રમાણે હું તેને જોઇને કામશરથી વ્યાકુળ થાઉંછું. તેનો મેળાપ કરવાને માટે મેં કેટલો મહા પક્ષપાત કર્યો છે તેનું મારાથી વર્ણન પણ થઇ શકે એમ નથી. પરંતુ હજી સુધી તેમાં મને પૂર્ણ સફળતા પ્રાપ્ત થઈ નથી. આ વૈષ્ણવી વૈરાગિનીને વેષે જ્યારે હું તેની

પાસે ગયો ત્યારેજ માત્ર તેનો મેળાપ કરી શકયો ખરેખર! તે એક સુશીલ સ્ત્રી છે."

"જ્યારે તે સુશીલ છે ત્યારે તારે ત્યાં જવાનું શું પ્રયોજન?"

"ફક્ત તેના મુખનું દર્શન કરવાને માટેજ હું ત્યાં જાઉં છું. મારો અન્ય કોઇ પણ હેતુ નથી. આ હા હા! તેની સાથે બોલવાથી, તેની સમક્ષ ગાવાથી અને તેનું દર્શન કરવાથી મારા મનને કેવો સંતોષ થાય છે તે હું તને શી રીતે કહી શકું?"

સુરેન્દ્ર બોલ્યો "જો, હું તને સત્ય વાત સ્પષ્ટ કહું છું કદાચ સમજીશ નહિ જો આ ખરાબ ઢંગ તું આજથી છોડી દેશે નહિ તો હું તારી સાથે મૈત્રિ રાખીશ નહિ તેમજ બીજો કોઇ પણ પ્રકારનો વ્યવહાર રાખીશ નહિ અને હું તને આ કહી રાખું છું કે આજ પછી હું તારો વૈરી થઇશ."

"મિત્ર! આ જગતમાં મારો ખરો હૃદયમિત્ર માત્ર તુંજ એકલો છે. તારૂં મન દુભાવવા કરતાં મારી અર્ધી દોલત જાયતો તે સહન કરવાને હું તૈયાર છુ. તથાપિ હું કબુલ કરૂં છું કે કુંદાને મળવાની આશાનો પરિત્યાગ કરવા કરતા તારો પરિત્યાગ હું ખુશીથી કરીશ."

"ત્યારે તો એમજ થવું જોઇએ. કે અત્યાર પછી હું તારી સંગતિ કદિ પણ કરીશ નહિ. બસ એજ મારો નિશ્ચય થઇ ચુકયો છે."

આ પ્રમાણે બોલી સુરેન્દ્ર ખિન્ન વદન કરી ત્યાંથી ચાલ્યો ગયો. દેવેંદ્રને પણ પોતાનો એક મિત્ર ઓછો થયો તેટલા માટે અતિ દુઃખ થયું અને તે કેટલીક વાર સુધી ચિંતાતુર થઇ બેઠી

રહ્યો. તેને ઘણો પશ્ચાતાપ થયો. પરંતુ અંતે તે બોલ્યો " અં: ! છો ગયો તો ! આ જગતમાં અન્યની કાળજી રાખનાર કોણ છે ? જેને માથે પડે છે તેજ સહન કરે છે."

ત્યાર પછી તેણે પુનઃ એકવાર પોતાનું કાચ પાત્ર મદ્યથી ભર્યું અને એક ક્ષણમાં તેને પ્રાશન કરીને તે કાચ પાત્ર ખાલી કરી મૂક્યું. તે મદ્યના અમલથી તેનું અંતઃકરણ તરતજ આનંદમય બની ગયું. તેને એટલો બધો નિશો ચડી ગયો કે તેણે પોતાની આંખ મીંચી દીધી અને તે રાનોટી ગાયન આરડતો ઈતસ્તતઃ નાચવા લાગ્યો. થોડીવારે બહારથી તેના ગાયનનો ઉત્તર કોઈ આપતું હોય એમ તેને જણાયું. બહારથી અવાજ આવતો સાંભળી દેવેંદ્ર મોટેથી પોકારીને બોલ્યો. " તું કોણ છે ? ભૂત કે ડાકણ ? છે કોણ ? "

એટલામાં એક સ્ત્રી હાથની બંગડી બજાવતી બજાવતી ઘરમાં આવી. આ હીરા હતી; તે જઇને દેવેન્દ્રની પાસે બેઠી. આ વખતે તેનો પોશાક છેક સાદો હતો. સાદાં વસ્ત્ર, હસ્તમાં ચાર ચાર બંગડીઓ અને ગળામાં સુતરના દોરાવતી બાંધેલી એક સોનાની તાવીજ હતી. તેણે પગમાં સાંકળાં પહેર્યાં હતાં, અને તેના સર્વાંગમાં અત્તરનો સુવાસ પ્રસરી રહ્યો હતો. દેવેંદ્ર આ ડાકણના મૂખપાસે દીપક લઇ ગયો અને તેને બરાબર નિહાળીને જોઈ. પરંતુ તે તેને જલદી ઓળખી શકયો નહિ. તત્પશ્ચાત્ તે ધીમેથી બોલ્યો.

" તું કોણ છું ? કયાંથી આવી છું ? " ત્યાર પછી તે બીજી તરફ દીપક લઇ જઇને બોલ્યો " તું વંત્રી છે ! " અંતે તેના પગમાં ઉભા રહેવાની શક્તિ રહી નહિ તેથી તે બોલ્યો " આજે તું જતી રહે. આવતી અમાવાસ્યાને દિવસે રાત્રીને સમયે હું તારી યથા યોગ્ય પૂજા કરીશ, જા."

આ શબ્દો સાંભળી તે ડાકણ (હીરા) હસીને બોલી "દેવાણુવી માજી! આપની પ્રકૃતિ તો સારી છે ને?"

દેવેન્દ્ર દારૂની ઝુમમાં બોલ્યો "ઓહો, તું નગેન્દ્રના ઘરની વર્ત્રી હોય એમ લાગે છે." તે પુનઃ તેના મુખ આગળ દીપક લઇ ગયો અને તેની આસપાસ બે ચારવાર તે દીપક ફેરવી તેને બરાબર નિહાળીને જોઇ છેવટે દીપક નીચે ફેંકી દઇ તે બોલ્યો "ખરેખર! હું તને ઓળખું છું. મેં તને ક્યાંક જોઇ છે."

"વાહવા! વાહવા! ખૂબ કરી! બહુ સારી વાત છે! હીરાના નામનો ત્રણ વાર જય જયકાર થાઓ!" આ પ્રમાણે બોલી તે આનંદાવેશમાં પોતાની ખોલીમાં આમથી તેમ નાચવા લાગ્યો.

તત્પશ્ચાત્ દેવેન્દ્રે હીરાને સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને એક હાથમાં મદ્યપાત્ર લઇ તે તેને અનુલક્ષીને પ્રેમ ગીતો ગાવા લાગ્યો.

હીરાને પાકી સમજ પડી ગઇ હતી કે વૈષ્ણવી વૈરાગિની અને દેવેન્દ્ર એકજ વ્યક્તિ છે. પરંતુ દેવેદ્ર નગેંદ્રને ઘેર શા ઉદ્દેશથી આવ્યો હતો તે તે સમજી શકી નહોતી અને એ હેતુ જાણવાને માટેજ ખાસ તે દેવેંદ્રને ઘેર આવી હતી. તેને ઘેર એકલી આવવાની હિમ્મત માત્ર તેનામાજ હતી. તે દેવેંદ્ર પ્રત્યે બોલી "હું શા ઉદ્દેશથી અહીંઆ આવીછું એ આપ જાણો છો કે? ગઇ કાલે અમારા શેઠના ઘરમા એક ચોર દાખલ થઇ મોટી ચોરી કરીને નાશી ગયો હતો. તે ચોરને પકડવાને માટે હું અહીંઆં આવીછું"

"તમે કહો છો તે વાત સત્ય છે હુંજ તમારા શેઠના ઘરમાં ચોરી કરવાને ગયો હતો પરંતુ કાંઇ હીરામાણેકના અલંકારો અને દ્રવ્ય ચોરવાનો મારો ઇરાદો નહોતો. હું માત્ર પુષ્પ લાવવાને માટે જ ગયો હતો."



"તે પુષ્પ કયું ? કુંદ પુષ્પજ કેની ?"

"વાહવા ! વાહવા ! હા, હા, તેજ, તેજ તે કુંદાજ. કુંદા દેવીકી જય ! કુંદાદેવીકી જય ! કુંદાદેવીકી જય ! તે દેવી અતિ પુજ્ય છે !"

હીરા બોલી "હું કુંદાની પાસેથીજ આવીછું, સમજ્યા !"

"વાહવા ! બહુ સારૂં થયું ! બોલ, બોલ, બોલ, સત્વર બોલ તેણે તારી સાથે શું સંદેશો કહાવી મોકલ્યો છે ? હા, હવે હું સમજ્યો ! તે શામાટે સંદેશો ન મોકલે ? આજ ત્રણ વર્ષ થયાં તેની સાથે મને પ્રીતિ થઇ છે."

આ શબ્દો સાંભળી હીરાને મહદાશ્ચર્ય પેદા થયુ ! પરતુ તે હજી પણ દેવેંદ્ર કનેથી વધુ હકિકત કહાવાનો ઈરાદો રાખતી હતી. તેથી તે બોલી "આપની પ્રીતિ તેનાપર ત્રણ વર્ષ થયાં ચોંટી છે એ વાત મને વિદિત નહોતી. તેના પર પ્રીતિ કરવાનું આપને પ્રથમ કારણ શું મળ્યું ?"

"કારણ કાંઇ મોટું કે આશ્ચર્યકારક નથી. તારાચરણની સાથે મારે દોસ્તી હોવાથી મેં તેને કહ્યું કે 'તારી પત્નિ સાથે એક વખત મને મુલાકાત કરાવી આપ' તેણે મારી માગણીનો સ્વિકાર કર્યો અને તે પ્રમાણે કર્યું. જ્યારથી તેની સાથે મને મુલાકાત થઇ ત્યારથી મારી તેનાપર પ્રીતિ ચોંટી."

"પછી શું થયું ?" હીરાએ પ્રશ્ન કર્યો.

"ત્યાર પછી ઘણા દિવસ સુધી તારી સ્વામિનીની ઇતરાજીને લીધે મે તેનું દર્શન કર્યું નહોતું. પરંતુ આખરે વૈષ્ણવી વૈરાગિનીનો વેષ ધારણ કરીને મેં તારા શેઠના મહાલયના દરવાજામાં પ્રવેશ કરી

તેને જોઇ. છોકરી અતિ બીકણુ છે. તે મુખમાંથી શબ્દજ કાઢતી નથી. પરંતુ આજે તો કોઇક યુક્તિ પ્રયુક્તિઓ લડાવી તેના પેટમાં પ્રવેશી મેં તેની સાથે વાર્તાલાપ કર્યો. આથી હવે મારો ઉદ્દેશ પાર પડશે એવી મારી ખાત્રી થઇ છે. હું અવશ્ય તેને વશ કરીશ મારૂં નામ દેવેંદ્ર છે. સખે! અન્યના અંત:કરણ કેવી રીતે જીતી લેવાં તે તું મારી પાસેથી શીખી લે."

હીરા બોલી "હવે ઘણું મોડું થઇ ગયું છે, માટે હું આપની રજા લઉછું." આમ કહી તે મંદ હાસ્ય કરીને ઉઠી અને ચાલતી થઇ.

દેવેદ્ર મધની ધુનમા તેમને તેમ પડી રહ્યો. બીજે દિવસે પ્રાત:કાળમાં જ્યારે હીરા નગેંદ્રને ઘેર ગઇ ત્યારે તેણે દેવેંદ્રની સર્વ હકિકત સુર્યમુખીને કહી સભળાવી. ત્રણ વર્ષ થયાં તેણે કુંદાપર કરેલી પ્રીતિ, તેની પ્રાપ્તિને માટે તેણે લીધેલો વૈષ્ણવી વૈરાગિનીનો વેષ, વગેરે સર્વ હકિકત તેણે ઇત્થભુત કહી સંભળાવી. આ હકિકત સાંભળી સૂર્યમુખીની સૌમ્ય મુદ્રા ક્રોધથી એકદમ લાલ બની ગઇ અને તેના કપાળપરની સર્વ નસો ફુલી ગઇ.

કમલાએ પણ હીરાના મુખથી આ સર્વ હકિકત સાંભળી હતી

સૂર્યમુખીએ કુંદાને તેડી લાવવાને માટે એક દાસીને મોકલી. જ્યારે તે આવી ત્યારે તેણે તેને કહ્યું "કુંદે! પેલી વૈષ્ણવી વૈરાગિની કોણ હતી? તે વાતની પાકી ખબર મેં કઢાવી છે અને તે તારો યાર છે એમ પાકે પાયે મારા જાણવામાં આવ્યું છે. આ પરથી તારો ખરો સ્વભાવ કેવો છે તે હું જાણી ગઇ છું. આવી સ્ત્રીને અમે અમારા ઘરમાં રહેવા માટે જગ્યા આપતાં નથી. માટે આજે ને આજે તું આ ઘરમાંથી ઉચાળા ભર. નહિ તો હીરા તને લાકડીના સપાટા મારી તારો ચોટલો પકડીને તને બહાર કાઢશે."

આ શબ્દો સાંભળી કુંદા થર થર કંપવા લાગી. તેના સર્વાંગે પ્રસ્વેદ છૂટયો અને તેને મૂર્છા આવી તે જમીનપર પડવાની તૈયારીમાં હતી એટલામાં કમળાએ તેના પ્રતિ દ્રષ્ટિપાત કર્યો, અને તરતજ હીરા તેનો હાથ પકડી તેને તેની ખોલીમાં મૂકી આવી. ખોલીમાં ગયા પછી કેટલીકવારે કુંદા શુદ્ધિમાં આવી; હવે કમળાએ વિવિધ પ્રકારે તેને સમજાવી અને તેને કહ્યું " કુંદે ' સૂર્યમુખી ગમે તેમ બોલી હોય પરંતુ હું તેનો એક પણ શબ્દ સત્ય માનતી નથી. માટે તુ તારા દિલમા જરા પણ ડર રાખીશ મા."

---

## દશમ પરિચ્છેદ.

મધ્ય રાત્રિ વ્યતીત થઇ ગઇ છે. ઘરમાંનાં સર્વ માણસો ભર-નિદ્રામા પડયા છે. કયાય પણ હાલ ચાલ દીસતી નથી. આ સમયે કુંદાએ ધીમેથી પોતાની ખોલીનું દ્વાર ઉઘાડયુ અને પગલાંનો જરા-પણ અવાજ કર્યા વિના તે બહાર નીકળી. તે સત્તર વર્ષની છોકરીએ ફક્ત એક સાડી અને એક ચોળીભેર નિબિડ અંધકારમા સૂર્ય મુખીના ઘરનો ત્યાગ કર્યો અને મોટું મન કરી તે એકલીએ અગાધ જગદુદ-ધિમાં ભુસ્કો માર્યો. આજ પર્યંત કુંદાએ કદિપણ ઘરની બહાર પગ મૂકયો નહોતો. આથી ઘરની બહાર નીકળ્યા પછી કયે રસ્તેથી કયાં જવું તેની તેને કાંઇ સમજ પડતી નહોતી.

મહાલયની છાયા લાંબે સુધી પડી હતી; આથી તેને બરાબર માર્ગ સુઝતો નહોતો. તે અંધારામાં માર્ગ હસ્તગત કરવાની આશાથી ઘણીવાર સુધી આમ તેમ ભટકી ત્યારે તેને સ્મરણ થયું કે નગેંદ્રની ખોલીમાં દીપક હમ્મેશાં બળતો રહે છે. નગેંદ્રની ખોલી કયાં હતી

તે તે સારી પેઠે જાણતી હતી. અને બીજું કાંઇ નહિ તો તેની ખોલીમાંનો પ્રકાશ પણ પેટ ભરીને જોવો એવો વિચાર કરી તે તે તરફ ચાલવા લાગી. તે ખોલીની કાચની બારીઓ બંધ હતી, પરંતુ તેમાંથી પ્રકાશ સ્પષ્ટ રીતે દેખાતો હતો. પતંગ વગેરે જીવ જંતુઓ બહારથી દીપકની પાસે જવાના પ્રયત્ન કરતાં હતાં, પરંતુ કાચની બારીઓ તેમની આડે આવતી હતી, આથી તેઓ અંદર પ્રવેશી શકતાં નહોતાં. કુંદાના મનમાં આ જંતુઓની ઘણીજ દયા આવી. તેની પ્રકાશ લુબ્ધ આંખો દીપક તરફ એક સરખી રીતે લાગી રહી હતી. તે દીપકના પ્રકાશની તરફથી પોતાની દ્રષ્ટિ બીજી તરફ ફેરવી શકતી નહોતી. તેના તરફ એક સરખા રીતે જોઈ રહેવાને માટે તે પાસે આવેલા એક લીમડાના વૃક્ષની નીચે બેઠી. આસપાસ જીવ જંતુઓ ઉડતાં હતાં તેની તરફ પણ હવે તે કદિ કદિ પોતાની દ્રષ્ટિ ફેંકવા લાગી. આકાશમાં કાળાં અભ્રો એકની પાછળ એક એ પ્રમાણે ચાલતાં હતાં. વચ્ચે વચ્ચે કોઈ કોઇ તારા દ્રષ્ટિ ગોચર થતા હતા. મહાલયની ચારે તરફ ગગન પર્યંત ઉંચાં ગયેલાં વૃક્ષો આવી રહ્યાં હતાં. રાત્રિને સમયે તેમના ભયંકર આકાર જોવાથી જાણે તે ભુતોજ છે કે શું એવો ભાસ થતો હતો. પવનની લ્હેરકી આવતાં વૃક્ષનાં પાંદડાં હાલીને તેનો મંદ ધ્વનિ થતો તેથી આ ભૂતો પોતાની પિશાચ ભાષા માં કુંદાનાં મસ્તકપર અરસપરસ કાંઇ વાતો કરે છે કે શું એવો ભાસ થતો હતો. મહાલયની કેટલીક બારીઓ પવનના સપાટાથી દિવાલની સાથે અફળાતી હતી. મહાલયની ટોચપર કેટલાંક ઘુવડો આવી બેઠાં હતાં અને ભયંકર નાદ કરતાં હતાં. કોઇ કોઈ વખત શ્વાનો અન્ય પ્રાણીઓને જોઇને ભસતા હતા અને તેની પાછળ દોડતા હતા. કદિ કદિ વૃક્ષની શુષ્ક શાખા વા પત્રો.પવનથી હાલીને નીચે

તુટી પડતાં અને પ્રચંડ અથવા ટપ એવો મંદ ધ્વનિ કરતાં. ત્યાંથી થોડા અંતરપર નાળીયેરીનાં વૃક્ષોનાં ઝુંડનાં ઝુંડ રૂવાબ ભેર પવનાથી હાલતાં હતા. મધ્યે મધ્યે તાડ વૃક્ષોનાં મોટાં પાદડાંનો ખડખડાટ કર્ણગોચર થતો હતો. નગેંદ્રની ખોલીમાંનો પ્રકાશ બહાર નીકળી વૃક્ષોપર પડ્યો હતો. જંતુઓના સમુહ આવીને બારીઓના કાચની સાથે અથડાતા હતા અને નિરાશ થઇને પાછા ફરતા હતા, કુંદા આ સર્વ ચમત્કારિક દ્રશ્ય જોતી ત્યાંજ બેઠી હતી.

એટલામા ચડપ દઇને એક બારી ઉઘડી અને દીપક પ્રકાશમાં એક પુરૂષની મૂર્તિ દ્રગ્ગોચર થઇ. આહા હા ' આ મૂર્તિ જોઇને કુંદાને કેટલો બધો આનંદ થયો. તે નગેંદ્રનીજ મૂર્તિ હતી. નગેંદ્ર! જો તને કુંદ પુષ્પ પ્રાપ્ત થાય તો તારા મનની કેવી અવસ્થા થાય વારૂ? તને બારી આગળ ઉભેલો જોવાથી તેના હૃદયમાં જોરથી ધબકારા થાય અને તે ધબકારા તારા સાભળવામાં આવે તો તારા મનની સ્થિતિ કેવી થાય વારૂ! અને તે ધબકારા સાંભળ્યા છતાં તું એક બાજુ ખસી જાય તો શું કુંદાને પોતાનુ સર્વ સુખ નાશ પામ્યું છે એમ નહિ લાગે? નગેંદ્ર ' હમણા પ્રકાશથી તું થોડો દૂર છે; માટે તું કુંદાની દ્રષ્ટિ એ બરાબર પડે એવી રીતે દીપક મૂક. જો, કુંદા અતિ રાંકડી અને અધીરી છે! પછી તું તેજ દશામાં થોડીવાર ઉભો રહે કે જેથી કુંદા તને પોતાના મનની તૃપ્તિ થાય ત્યાં સુધી જુએ. નગેંદ્ર! સાંભળ જો, ઘુવડો ભયંકર શબ્દ બોલે છે. જો તું એ સ્થળેથી જરાપણ દૂર જશે તો કુંદા અતિ ગાભરી બની જશે. પણ જો આકાશમાં પવનના સપાટાથી અભ્રો એક બીજાં સાથે અથડાય છે, માટે થોડીવારમાં વૃષ્ટિ થશે. તો પછી કુંદાના શરીરનું સંરક્ષણ કોણ કરશે? તેને ક્યાં આશ્રય મળશે! જો, તેં બારી ઉઘાડી છે તેથી

હજારો જીવ જંતુઓ તારી ખોલીમાં પ્રવેશી ગયાં છે. કુંદા પોતાના મનમાં બોલે છે "જો મારાં સદ્‌ભાગ્ય હોય અને મેં પુણ્ય કર્યાં હોય તો મને આવતો જન્મ જંતુનો મળશે" કુંદા ધારે છે કે જેવી રીતે જીવ જંતુઓને નગેંદ્રની ખોલીમાં જવાનો માર્ગ મળે છે તેવી રીતે જંતુનો અવતાર મળવાથી મને પણ ત્યાં જવાનો માર્ગ મળશે. હવે હું દુઃખથી કંટાળી ગઈ છું, તો મારૂં મરણ શા માટે થતું નથી ? જો એકવાર આ જન્મમાંથી છૂટકો થયો તો જંતુનો અવતાર તો મળશે ! '

હવે બારી પુનઃ બંધ કરીને નગેંદ્ર ખોલીમાં અદ્રશ્ય થઈ ગયો. હે દુષ્ટ ! હે કૃતઘ્ન ! તેં કેવો અપરાધ કર્યો છે ? રાત્રિએ જાગરણ કરવાનું તને કાંઇ પ્રયોજન નથી. જા કિંધ ! કુંદા મરે છે; મરવા દે તેને. તને દુઃખમાંથી મુક્ત કરવાને માટે તે આનંદ પૂર્વક મરણ પામશે. હવે બારીમાંથી પ્રકાશ આવતો બંધ થયો. છેવટે કુંદા છેક નિરાશ થઇને બારી તરફ જોતી અને આંખ લૂછતી લૂછતી ત્યાંથી ઉઠી અને સન્મુખ આવેલા માર્ગે આવવા લાગી તે રસ્તે આવતી હતી તે વખતે પવનથી વૃક્ષપત્રો ખડખડ અવાજ કરતાં હતાં, તે જાણે 'તું કયાં જાય છે ?' એવો પ્રશ્ન તેને ન કરતા હોય તેવો ભાસ થતો હતો. તાડપત્રોનો તડતડ અવાજ પણ જાણે તેજ પ્રશ્ન કરતો હોય એમ જણાતું હતું. ઘુવડોનો ભયંકર નાદ પણ તેજ પ્રશ્ન પુછતો હતો. બારી બોલી "જવા દે તેને, હવે હું તેને નગેંદ્ર બતાવીશ નહિ" તત્પશ્ચાત્ તે બિચારી ગાંડી કુંદાએ એકવાર પુનઃ તે બારી તરફ દ્રષ્ટિ ફેંકી અને તે ચાલતી થઇ.

હે પાષાણ હૃદય સૂર્યમુખી ! ઉઠ ! તેં આ શું અનર્થ કર્યો

છે તેનો વિચાર કર, અને તારા ગૃહનો ત્યાગ કરી જનાર કુંદાને પાછી બોલાવી આણ.

કુંદા ઘણે દૂર નીકળી ગઇ. આકાશમાં પુનઃ અભ્રો દોડાદોડ કરવા લાગ્યાં અને સર્વત્ર અંધકારનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું. તત્પશ્ચાત્ તરતજ મેઘ ગર્જના થવા લાગી અને વિદ્યુત્ પણ ચમકારા કરવા લાગી. ખુબ પવન વાયો અને જલ વૃષ્ટિ થવાની તૈયારી થઇ. કુંદે ! કુંદે ! તું કયાં ચાલી છે ? પ્રચંડ પવન છૂટયો; પ્રથમ પવનનો સુસવાટો થયો અને તત્પશ્ચાત્ ચારે તરફ ધુળજ ધુળ થઈ રહી પવનના સપાટાથી વૃક્ષપત્રો નીચે તૂટી પડયાં. પ્રથમ ઝરમર ઝરમર વર્ષાદ થવા લાગ્યો અને પછી એકદમ મૂશળધાર વૃષ્ટિ થવા લાગી. કુંદે ! તું માત્ર એકજ સાડી ભેર કયાં જાય છે ?

વિદ્યુત્ ચમકતી હતી. હવે એક ઝુંપડી દ્રષ્ટિગોચર થવા લાગી. આ ઝુંપડીની ભીંત માટીની હતી અને તેનું છાપરૂં તાડપત્રોનું બનાવવામાં આવ્યુ હતું કુંદા આ ઝુપડીની પાસે આવીને તેનાં બારણાંની સાથે અઢેલી બેઠી એટલે તેનો અવાજ સાંભળી તે ઝુંપડીની સ્વામિની જાગૃત થઇ, પરંતુ તેને લાગ્યુ કે કદાચ પવનના સપાટાથી પણ એ અવાજ થયો હશે.

પરંતુ દ્વારની અંદરની બાજુએ નજીકમાંજ એક કુતરો સુતેલો હતો તે જાગૃત થઇને મોટેથી ભસવા લાગ્યો. આથી તે ઝુંપડીની સ્વામિની તરતજ શય્યામાંથી ઉઠીને ઉભી થઇ. તેને લાગ્યુ કે કોઈ પણ માણસ આવ્યુ હશે. તેણે ગભરાઇને બારણું ઉઘાડયું અને બહાર એક રંક સ્ત્રીને ઉભેલી જોઇને તેને પૂછયું:—

"અહીંઆ કોણ ઉભું છે ?"

કાંઈપણ ઉત્તર મળ્યો નહિ.

પુનઃ તેણે પ્રશ્ન કર્યો "બાઇ, તુ કોણ છે!"

કુંદા બોલી "બ્હેન! મારે તોફાન થયું છે, તેથી હું અહીઆં ઉભી છું."

"શુ? શું? પુનઃ બોલ"

કુદા પુનઃ તેના તેજ શબ્દો બોલી.

તે ઝુંપડીની સ્વામિનીએ તે અવાજ ઓળખી તેને ઘરમાં લીધી. કુંદા વર્ષાદમાં ભીજાયેલી હોવાથી થર થર કાપતી હતી, તેથી તેની ટાઢ ઉરાડવાને માટે તે ઝુપડીની સ્વામિનીએ એક સગડી સળગાવી અને તેની આગળ મૂકી. સગડીના પ્રકાશથી કુંદાને જણાયુ કે ઝુંપડીની સ્વામિની બીજી કોઈ નહિ, પરંતુ નગેદ્રની દાસી હીરાજ છે હીરાએ કુંદાની બહુ સારી બરદાસ્ત કરી. તેણે તેને બદલવાને માટે બીજાં વસ્ત્રો આપ્યાં અને તેને એક સ્વચ્છ શય્યા સુવાને માટે આપી. તત્પશ્ચાત્ હીરા કુંદા પ્રત્યે બોલી "તું દુઃખમાથી મુક્ત થવાને માટે નગેંદ્રના ઘરમાથી નીકળી છે એ વાત હું જાણું છું. તું જરા પણ ડરીશ નહિ. હું આ વાત કોઈને પણ કહેનાર નથી. તુ સુખેથી બે દિવસ મારા ઘરમા રહે."

હીરાની ઝુંપડીની આસપાસ ઉંચી દીવાલ હતી અને આ દિવાલની અંદરના ભાગમાં બે નાની ઝુંપડીઓ હતી. તેમાં જે ઓરડીઓ હતી તેની ભીંતપર પુષ્પો, વલ્લરીઓ, પક્ષીઓ તથા દેવોનાં સુંદર ચિત્રો આલેખવામાં આવ્યાં હતાં. તે ઝુંપડીના આંગણામાંમોટા મોટા તાંદળજાની ભાજીના છોડ ઉગેલા હતા અને તેની આસપાસ ગુલાબ, મોગરા વગેરે પુષ્પ વૃક્ષો આવી રહ્યાં હતાં. નગેંદ્રના માળીએ પોતાના શેઠના બાગમાંથી આ પુષ્પવૃક્ષો આણી આપ્યાં હતાં અને

જો હજી વધારે પુષ્પવૃક્ષો તેને પ્રાપ્ત થયાં હોત તો અવશ્ય તે હીરાને આપત. આ કાર્યથી માળીને એટલોજ લાભ થતો કે હીરા તેનો હુક્કો ભરી આપતી.

જે બે ઝુપડીઓ આગળ જણાવવામા આવી છે તેમાની એકમાં હીરા પોતે સુતી હતી અને બીજીમા તેની માતામહ સુતી હતી. આથી હીરાએ પોતાની ઝુપડીમાજ કુંદાને માટે શય્યા પાથરી. કુંદા શય્યાપર સુતી ખરી. પરંતુ તેને નિદ્રા આવી નહિ ત્યાં ગુપ્ત રહેવાનો તેનો વિચાર હતો તેથી તેણે હીરાને કહી મૂક્યુ હતું કે "કાલે સવારે જ્યારે તુ કામપર જાય ત્યારે આ ખોલીનાં દ્વારને તાળું મારી જજે, કે જેથી હું તારી માતામહની દ્રષ્ટિએ પડુ નહિ.' બીજે દિવસે સવારે જ્યારે હીરાની માતામહ સ્નાન કરવાને માટે બહાર ગઇ ત્યારે હીરાએ ખોલીનું તાળુ ખોલી કુંદાને ન્હવરાવી ખવરાવી દીધી. આ કામ સમાપ્ત થયા પછી પુનઃ તે ખોલીને તાળુ મારી હીરા પોતાને કામે ગઇ. રાત્રિ થયા પૂર્વે તે પાછી આવી અને અગાઉની પેઠે બિછાનાં પાથરીને બન્ને જણ સુઇ રહ્યાં.

કુંદા અને હીરા પોતપોતાની જુદી શય્યાપર સુતી હતી. એટલામાં દ્વારની બહારની કડીનો ખડખડ અવાજ થયો આ અવાજ સાંભળી હીરાને આશ્ચર્ય થયું ચોકી કરનારા સિપાહીઓ કોઇ કોઇ વખત 'સાવધ રહેજો' એવી સૂચના કરવાને માટે કડી ખખડાવતા હતા પરંતુ તે લોકો આવી ધીમી રીતે કોઇ પણ વખત ખખડાવતા નહોતા તેઓ એટલા જોરથી બારણુ ધમધમાવી મૂકતા હતા કે જાણે એમજ ન કહેતા હોય કે "ખબરદાર, જો તમે દ્વાર ઉઘાડશો નહિતો અમે તેને ભાંગીજ મુકીશું હં" પરંતુ આ વખતનો ખખડાટ તો કાંઇ ચમત્કારિકજ હતો. આ વખતનો કડીનો અવાજ

એવો મંજુલ હતો કે જાણે એમજ કોઈ ન કહેતું હોય કે " હીરા કેમ છે બાઇ ? ઉઠ મારી લાડિલી હીરા. ! " આ ધ્વનિ સાંભળી હીરા ઉઠી અને બહાર નીકળીને જોવા લાગી તો એક સ્ત્રી તેને દ્રષ્ટિગોચર થઇ. તેને જોઇને તો હીરા ગાભરીજ બની ગઇ પરંતુ થોડીવારમાં તેને ઓળખીને તે બોલી " અહો, માલતી કે ? બહુ સારૂં થયું. મારો દી ઉઘડયો જણાય છે. "

માલતી ગોવાલણ દેવીપુરમાં દેવેંદ્રની પડોશમાં રહેતી હતી. માલતી ઘણી આનંદી સ્ત્રી હતી. તેની વય ત્રીસ ઉપરની હતી. આ વખતે તેણે એક હલકું વસ્ત્ર પરિધાન કર્યું હતું તેનાં હાથમાં બંગડીઓ હતી. પાન ખાધેલુ હોવાથી તેના ઓષ્ટ લાલ બની ગયા હતા. તેનો ચ્હેરો સાધારણ રીતે સુદર હતો. તેના ગાલપર નાનાં નાનાં લાલ ચાઠાં જણાતાં હતાં. તેનુ નાક લાંબુ અને કિંચિત્ ચપટુ હતું. તેના કપાળપર અને હાથપર છુદણાં પાડેલાં હતાં તેણે આ સમયે પોતાના મુખમા તંબાકુનો ડુચો મારેલો હતો. માલતી કાંઇ દેવેદ્રના ઘરમાં દાસી તરીકે રહી નહોતી, તેમજ તેનો તેને કાંઇ આશ્રય પણ નહોતો, છતાં પણ જ્યારે તે તેને કાંઇ કામ સોંપતો ત્યારે તે પ્રસંગોપાન કરતી. જે કામ અન્યના હાથે કરાવવા જેવું ન હોય તે કામ તે તેને સોંપતો હતો. આ સ્ત્રીને જોઇને ધૂર્તહીરા બોલી " અરે માલતી બાઇ ! તું વારૂ મરણ સમયે મને મળશે કે નહિ ? પરંતુ હમણા તે વાત રહેવા દે. વારૂં હમણાં તું શા માટે આવી છે ? "

માલતી ધીમેથી તેના કાનમાં બોલી " દેવેંદ્રે તને બોલાવી છે. "

હીરા હસીને બોલી " આમાં તને કાંઇ લાભ થશે કે નહી. ? "

" તને ફાવે તેવું બોલ પરંતુ તને હમણાં ને હમણાં બોલાવી છે માટે ચાલ જલદી મારી સાથે. "

હીરાના મનમાં જવાનો ભાવ હતોજ, તેથી તે કુંદા પ્રત્યે બોલી " શેઠ મને બોલાવી છે, માટે શું કામ છે તે પુછવાને માટે ત્યાં જવુંજ જોઇએ " આ પ્રમાણે કહી તેણે તે બોલીમાંનો દીપક બુઝાવી નાંખ્યો અને શરીરને અલંકારાદિથી સજ્જ કર્યું. તત્પશ્ચાત્ હીરા અને માલતી એક શૃંગાર રસનું ગાયન ગાતા ગાતા ત્યાંથી બહાર પડયા.

હીરા એકલીજ દેવેંદ્રના દિવાનખાનામાં ગઇ દેવેંદ્રે જો કે મદ્યપાન કર્યું હતું તોપણ તે છેક ભાન ખોઇ બેઠો નહોતો હજી તે થોડી શુદ્ધિમાં હતો. હીરાની સાથે આ વખતે તે જુદીજ રીતે વર્તતો હતો તે તેને ' બેસ ' વગેરે કાંઇ ન કહેતાં એકદમ બોલ્યો.—

" મેં તે દિવસે સંધ્યાકાળે એટલો બધો અમલ કીધો હતો કે તું શું બોલી હતી તે હું લેશ પણ સમજ્યો નહોતો તે દિવસે રાત્રીને સમયે તું શા માટે આવી હતી તેજ પુછવાને માટે મેં આજે તને તેડવાને માણસ મોકલ્યું હતુ. તે વખતે તેં મને કહ્યું હતું કે 'મને કુંદાએ મોકલી છે' પરંતુ બીજી વાત મને સાભરતી નથી વારુ, તેણે તારી સાથે શું સંદેશો મોકલ્યો હતો ? મને લાગે છે કે તે વખતે હું શુદ્ધિમાં નહોતો, તેથી તે તેની કહેલી બીજી વાત મને કહી નહોતી. માટે હમણાં તે મને કહે."

" તેણે મારી સાથે કોઇ પણ સંદેશો મોકલ્યો ન હતો. " હીરા બોલી.

" ત્યારે તું શા માટે આવી હતી ? તે મને કહે "

**" હું આપનાં દર્શન કરવાને આવી હતી, બીજું કાંઈ કારણ ન હોતું. "**

આ વચનો સાંભળી દેવેંદ્રને હસવું આવ્યું. પછી તે બોલ્યો "હીરા, તું અતિ ચતુર સ્ત્રી છે, હં! નગેંદ્ર ને આવી ચતુર દાસી મળી તે માટે ખરેખર તેને ભાગ્યશાળીજ માનવો જોઇએ, કુંદાએ તને મોકલી હતી એ વાત સાચી નથી, પણ ઢોંગ માત્ર છે. તું વૈરાગિનીની તપાસ કરવાને માટે આવી હતી વૈરાગિનીનો વેષ ધારણ કરવામા મારો શો હેતુ હતો તે તું સમજી ગઇ છે હું નગેંદ્ર ને ઘેર શામાટે ગયો હતો તેની તપાસ કરવાને માટે તું અહીંઆ આવી હતી. અને તેં તારો હેતુ થોડે ઘણે અંશે સાધ્ય પણ કર્યો હતો મારો ઉદ્દેશ ગુપ્ત રાખવાનો મારો બિલકુલ વિચાર નથી. તેં તારા સ્વામિનું કાર્ય બજાવ્યુ અને તે માટે તને ઇનામ પણ મળ્યુ છે, એમા જરા પણ સંશય નથી. હવે મેં પણ તારે માટે એક કામ કાઢ્યુ છે. આ કામ જો તું સંપૂર્ણ રીતે પાર પાડશે તો હું પણ તને ઉત્તમ બક્ષીસ આપીશ."

એક વ્યસનાધીન મનુષ્યનું ભાષણ સાદ્યંત વર્ણવવું એ વાંચકને વિના કારણ ત્રાસ આપવા સમાન છે, માટે આ સ્થળે એટલુંજ કહીએ છીએ કે દેવેંદ્રે હીરાને મોટી બક્ષિસ આપવાનું વચન આપી કુંદાને મેળવી આપવાનુ કાર્ય તેને સોંપ્યું

દેવેંદ્રની આ માગણી સાંભળતાંની સાથેજ હીરાના ડોળા લાલચોળ થઇ ગયા અને ક્રોધથી તેના ઓષ્ટ થરથર કંપવા લાગ્યા દેવેંદ્ર બોલતો બંધ થયો એટલે તે ઉઠી અને બોલી,—

" તમે મને દાસી સમાન ગણી આ કામ સોંપ્યું છે. હવે એનો ઉત્તર આપવાની મારામાં શક્તિ નથી. હું મારા શેઠને આ વાત કહીશ એટલે તેઓ પોતેજ એનો ઉત્તર આપને આપશે".

આ પ્રમાણે કહીને ત્વરિત તે ઘરમાંથી બહાર નીકળી ચાલી ગઇ.

દેવેંદ્ર કેટલોક વખત સુધી મનમાં ને મનમાં ગુચવાયો અને ઘણો ગભરાયો. પછી જીવને કાંઇક આરામ આપવાના ઉદ્દેશથી તેણે પુનઃ સુરાદેવીની ઉપાસના કરી અને તેની ધુનમાં તે ગાયન ગાવા લાગ્યો.



## એકાદશ પરિચ્છેદ.

બીજે દિવસે પ્રાતઃકાળમાં હીરા નિત્ય નિયમાનુસાર નગેંદ્રને ત્યાં કામે ગઇ. ત્યાં બે દિવસ થયા કુંદાનો પત્તો લાગતો નહોતો તેથી ભારે ગરબડ મચી રહી હતી કુંદાએ ક્રોધના આવેશમાં નગેંદ્રના ઘરના ત્યાગ કર્યો હતો એવાત ઘરના નાના મોટા સર્વ માણસો જાણી ગયાં હતા તેમજ કેટલાંક પાડોશીઓએ પણ એ વાત જાણી હતી નગેંદ્રે તો માત્ર એટલુંજ જાણ્યુ હતુ કે કુંદા ઘરમાંથી નીકળીને ચાલી ગઈ છે. પરંતુ નીકળીને ચાલી જવાનું કારણ શું તે તેને કોઇએ કહ્યુ નહોતું. તેણે એમ માન્યુ કે મે એને જે વાત કહી છે તેથી હવે આ ઘરમાં રહેવુ ઉચિત નથી એમ ધારીને અહીંઆથી નીકળી ગઇ છે. "પરંતુ જો એમ હોયતો તે કમળાની સાથે કલકત્તે શા માટે ગઇ નહિ?" નગેંદ્રનો સ્વભાવ હમણાં હમણાં ઘણો ક્રોધી બની ગયો હતો તેથી તેની પાસે જવાની કોઇની હામ ચાલતી નહોતી. સૂર્યમુખીના હાથથી કાંઇ અપરાધ બન્યો હોય એમ તે ધારતો નહોતો. તેણે ઘણા દિવસ થયાં તેની સાથે બોલવાનો વ્યવહાર છોડી દીધો હતો, તેથી તેણે કુંદા સંબંધી કોઇ પણ વાત ચીત તેની સાથે કીધી નહિ. માત્ર તેણે એક દાસીને મોકલી ને પાડોસનાં ઘરમાં કુંદાની શોધ કરાવી.

કુંદા ઘર છોડી ચાલી ગઈ છે એમ જાણી સૂર્યમુખીને પણ ઘણું દુઃખ થયુ. અને જ્યારે કમળાએ ખાત્રીપૂર્વક જણાવ્યું કે દેવેદ્રના બોલવાપર વિશ્વાસ રાખવો ઉચિત નથી ત્યારે તો ખાસ કરીને તેને ઘણુંજ દુઃખ થયુ ગત ત્રણ વર્ષ દરમ્યાન દેવેંદ્રને નગેંદ્રનાં ઘરની સાથે કાંઇ સબધ હતો નહિ તોપણ તેના વર્તણુંક પ્રકટ થયા વિના રહી ન હોતી. અને વળી કુંદાનુ વર્તન એવુ હતું કે તેનાપર શંકા લાવવાને જરા પણ અવકાશ નહોતો. દેવેંદ્રતો પક્કો દારૂબાજ છે અને તે અસત્ય બોલે એમા કાંઇ શક નથી એવો વિચાર આવતાં તેનું દુઃખ બમણું વધી ગયુ. વળી તેના પતિની હાલની ઉદાસીનતાને લીધે તેના દુઃખમાં વિશેષ વૃદ્ધિ થઇ. તે કુંદાને પુષ્કળ ગાળો દેવા લાગી. વારેવાર તેણે પોતાની જાતને ઠપકો આપ્યો. તેણે પણ કુદાની શોધ કરવાને માટે કેટલાંક માણસો મોકલ્યા.

આ પ્રકારની ગડબડ ચાલી રહી હતી તેથી કમળાએ કલકત્તા જવાનો વિચાર મુલતવી રાખ્યો. તેણે કુંદા ચાલી ગઇ તે માટે કોઇને પણ ગાળો દીધી નહિ. તેણે સૂર્યમુખીને પણ કાંઇ ઠપકો આપ્યો નહિ. તેણે પોતાનાં ગળામાંથી સુવર્ણનો હાર કાઢયો અને નોકર વર્ગને તે બતાવી બોલી " જે કુંદાને શોધી કાઢી તેને અહીંઆં પાછી તેડી લાવશે તેને હું આ હાર આપીશ."

હીરાને કુંદા વિષેની સર્વ માહિતી હતી તો પણ તેણે તે વિષે એક શબ્દ પણ પોતાના મુખમાંથી કાઢયો નહિ. કમળાએ બક્ષીસ આપવા માટે જે હાર બતાવ્યો હતો તે દેખી તેનું મન જરા લલચાયું પરંતુ તેણે પોતાના મનોભાવના મનમાં ને મનમાં દાબી દીધી. હીરા પોતાનું સર્વ કાર્ય આટોપી બપોરે પોતાને ઘેર ગઇ અને તેની માતાભાઉ સ્નાન કરવા બહાર ગઇ હતી તે અવકાશમાં

તેણે કુંદાને ખવરાવી પીવરાવી દીધી. પછી રાત્રે ઉભયે નિત્ય નિયમ પ્રમાણે જુદી જુદી શય્યા પાથરી અને તે પર તેઓ સુતી. પરંતુ બન્ને ને ઉંઘ આવી નહિ. કુંદા દુઃખાતિશયને લીધે જાગતી હતી અને હીરાના મનમાં તેના સુખ દુ.ખનો મિશ્ર વિચાર નિરંતર ઘોળાયા કરતો હતો તેથી તે જાગતી હતી. હીરા એવી પાકી હતી કે કોઇ પણ વિચાર તે બહાર પ્રદર્શિત કરતી નહોતી, મનમાં ને મનમા રાખતી હતી.

હે હીરા ! હીરા ! તારું સ્વરૂપ કાંઈ ખરાબ નથી. તું પણ તરુણુજ છે. તો પછી વારુ તું તારાં અંતઃકરણમા આવા પાપિષ્ટ વિચાર શા માટે રાખે છે ? સૂર્યમુખીની જગ્યાએ જો હીરા હોતતો તે સૂર્યમુખીનાં જેવું કૃત્ય નહિ કરત કે ? હીરા કહે છે " નહિ કીધુ હોત." પરંતુ હીરાની જગ્યા પર બેસીને તે હીરાની પેઠે બોલેછે. લોકો કહેછે આપણને જે દુઃખ પ્રાપ્ત થાય છે તે દુષ્ટ લોકોને લીધેજ પ્રાપ્ત થાય છે. દુષ્ટ લોકો કહે છે કે અમે તો સદાચરણી છીએ, પરંતુ બીજા લોકોના અપરાધને લીધે અમારે દુષ્ટ થવું પડયું છે. કેટલાક લોકો કહે છે કે પાંચના સાત કેમ થતા નથી ? પાંચ કહે છે કે હું સાત થયો હોત, પ્રરંતુ બે અને પાંચ મળાને સાત થાય છે; જો પ્રભૂએ અથવા પ્રભૂનાં પેદા કરેલાં પ્રાણીઓએ મને બીજા બે આપ્યા હોત તો હું સાત થયો હોત. આ પ્રકારના વિચારો હીરાના મનમાં આવવા લાગ્યા.

હીરા મનમાં બોલી " હવે આપણે શું કરવું વારુ ? ઇશ્વરે આપણને અનાયાસ સુસંધિ આપી છે તો તે જાણી બુજીને શા માટે ગુમાવવી ? એક તરફ જોતાં જો હું કુંદાને પુનઃ નગેંદ્રને

ઘેર પહોંચાડું તો કમળા મને સુવર્ણહાર અવશ્ય ભેટ આપશે અને સૂર્યમુખી પણ કાંઈ આપશે. બાજી તરફ જોતાં જો હું દેવેંદ્રને ત્યા કુંદાને લઇ જાઉં તો તે પણ મને મોટું પારિતોષિક આપ્યા વિના રહેશે નહિ. પરંતુ આગથી તેમ બની શકશે નહિ. વારુ દેવેંદ્રને કુંદાજ એકલી સ્વરૂપવાન છે એમ શા માટે લાગે છે? જો મને પણ એના જેવુંજ ખાનપાન, વસ્ત્રાલંકાર અને સર્વ પ્રકારના રાજ વિલાસ મળ્યા હોત તો હું પણ એના જેવીજ સુંદર હોત કુંદાના જેવી સાદી ભોળી સ્ત્રી કદિ પણ દેવેંદ્રના ગુણ પારખી શકનાર નથી કાદવ શિવાય કમળ થતાં નથી. દેવેંદ્રના મનની કામ વાસના ઉછળી આવવાનું કારણ માત્ર એકલી કુંદાજ છે. અસ્તુ જેના નશીબમાં જે હોય તે થાઓ પરંતુ હું શા માટે ક્રોધે ભરાઉં છું? હું વિના પ્રયોજનેજ મારાં મનને ત્રાસ શા માટે આપું છું? આટલા દિવસ પર્યન્ત પ્રેમનો તો હું માત્ર એક શબ્દજ જાણતી હતી એથી વધુ મહત્વ હું તેને આપતી ન હોતી. પરંતુ હવે તેમા મને કાંઇક મહત્વ જણાય છે. હું આટલા દિવસ સુધી કહેતી હતી કે 'જો કોઇ મારા પર પ્રેમ રાખતો હોય તો ભલે રાખો, પરંતુ હું તો કોઇના પર પ્રેમ કરી શકીશ નહિ' પરંતુ મારૂં ભાગ્ય બોલતું હતું કે 'ધીરી બાપુડી ! ધીરી ! ધીમે ધીમે તને સર્વ સમજાશે.'' અન્યની ચોરીની શોધ કરવા જતાં હું મારૂં અંતઃકરણ ખોઇ બેઠી છું. આહાહા ! શું તે મુખથી તેની બોલવાની છટા ! કેવું સુંદર સ્વરૂપ ! આ જગતમાં તેના જેવો સ્વરૂપવાન પુરુષ બીજો કોઇ હશે કે? અને તેજ મને કુંદાને આણી આપવાનું કહે છે. એ કામ કરવાને માટે તેને બીજું કોઇ મળતું નથી કે? મને તે વખતે રીસ તો એવી લાગી હતી કે તેને ત્યાં ને ત્યાંજ એક બે લપડાક ચોઢી કાઢી હોત! કારણ કે હું તેનું મુખ જોવાને અને

તેની સાથે વાર્તાલાપ કરવાને માટેજ તેને ઘેર ગઇ હતી પરંતુ તેનું મન બીજી તરફ લાગેલું હતું, ત્યારે મને ક્રોધ નહિ છુટે વારુ ? હું પ્રેમ બદ્ધ થઇને ગઇ હતી તેથી તેને એક બે લપડાક ચોઢી કાઢવામાં મને આનંદજ થયો હોત ! પરંતુ હવે જવાદે એ વાત. એ માર્ગે વિચરવામાં બહુ મોટું જોખમ છે માટે એવો વિચારજ હવે કરવો નહિ. આ જગત્મા ઘણા દિવસથી હું સુખથી પરાગમુખ થઇછું. એમ છતાં પણ હુ દેવેંદ્રને કુંદાનો મેલાપ થવા દેનાર નથી તેનુ નામ લેતાંજ મારો પિત્તો ઉછળી આવે છે. તે તેની દ્રષ્ટિએ પણ પડે નહિ એવો બંદોબસ્ત હુ કરીશ. પરતુ એ કેમ થશે ? કુંદા જ્યાં પૂર્વે હતી ત્યાંજ હું એને મકી આવીશ એટલે પછી તેનું દર્શન પણ દુર્લભ થઇ પડશે. તે વૈષ્ણવી બનશેકે વાસુદેવ બનશે, પરતુ તેને દરવાજાની અંદર પ્રવેશવાની પરવાનગીજ મળવાની નથી. એટલા માટે કુંદાને પુનઃ નગેંદ્રને ઘેર લઇ જવી એજ માર્ગ ઠીક છે. પરંતુ એ જનાર નથી. કારણ કે તે ઘર પ્રત્યે તેને પૂર્ણ તિરસ્કાર આવ્યો છે. વળી હવે તે ઘેર જઇને પણ શું મોઢું બતાવે ? પરંતુ જો તેને સર્વ જણ ઘેર જવાને માટે આગ્રહ કરશે તો તેને જવુંજ પડશે વળી મારા મનમાં એક બીજો હેતુ છે, પરતુ ઇશ્વર તે સાધવા દેશેકે નહિ તે એક પ્રશ્ન છે. વારૂ, સૂર્યમુખી પર મને એટલો ક્રોધ શા માટે છુટે છે ? તેણે મારૂં કાંઇ પણ બગાડયુ નથી. ઉલટ પક્ષે તે મારા-પર પ્રેમ રાખે છે અને મારા પર તેની કૃપા પણ ઘણી છે. તો પછી હું તેના પર શા માટે કોપાયમાન થાઉછું વારુ ? સૂર્યમુખી સુખમાં છે અને હું દુઃખમાંછું એટલા માટે હું તેના પર ક્રોધિત થતી હઇશ ? કે તે મોટી કુળવાન છે અને હું હલકી છુ તે માટે ? તે સ્વામિની છે અને હું દાસી છું તે માટે હશે ? તમે કહેશો કે ઇ-

અરે તેને મોટા કુળમાં મોકલી તેમાં તેનો શું અપરાધ? અને તારે તેને શા માટે દુઃખ દેવું જોઇએ? તો મારો ઉત્તર એ છે કે ઇશ્વર મને દુઃખ દે છે તેમા મારો શુ અપરાધ છે? તેને દુઃખ દેવાની મારી જરા પણ ઇચ્છા નથી પરંતુ તેને દુઃખ દેવાથી જો મારૂં હિત થતું હોય તો મારે મારૂં હિત શા માટે ન સાધી લેવું? સ્વાર્થ તત્પર કોણ દુર્લક્ષ્ય કરે છે? સાંપ્રતમાં મારે દ્રવ્યની ઘણી જરૂર છે. હવે મારે પારકી ગુલામગીરી કરવી નથી. પરંતુ મને પૈસા કયાંથી મળશે? નગેંદ્રના ઘરમાંથીજ, વળી બીજે કયાંથી? માટે ત્યાંથી પૈસા કઢાવવાને માટે યુક્તિ રચવી જોઇએ. નગેંદ્રનું મન કુંદાપર કીદા થયું છે એ વાત સર્વને વિદિત છેજ તેને તેનો ઘણો નાદ લાગ્યો છે. મોટા લોકો જે જે કામ કરવાનું મનમા આણે છે તે કર્યા શિવાય કદિ પણ રહેતા નથી. વચ્ચે માત્ર સૂર્યમુખીનું વિઘ્ન છે જો પતિ પત્નિ વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થશે તો પછી સૂર્યમુખીને કોઇ પણ માણસ માન આપનાર નથી. હવે જોઉં તો ખરી કે એ ઉભયની વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થાય છે કે નહિ. જો આ કાર્ય સાધ્ય થાય તો પછી નગેંદ્રના માર્ગમાં જરા પણ વિઘ્ન રહેશે નહિ. હાલ તો કુંદા છેક આની ભોળી સ્ત્રી છે. પરંતુ હું એને ચતુર કરીશ અટલે તે અલ્પ અવધિમાં મારા તાબામાં આવશે મને તેની પુષ્કળ જરૂર પડનાર છે. હું તેને ફાવે તેમ નાચ નચાવીશ કદિ છોડનાર નથી. જો નગેંદ્રની કુંદા પર ખરેખરી પ્રીતિ હશે તો તે તેના કહેવા પ્રમાણે જરૂર કરશે. અને હું જેમ કુંદાને કહીશ તેમ તે કરશે. આ રીતે તેની પ્રીતિનું ફળ મને મળશે જો હવે મારે લોકોની ગુલામગીરી કરવી ન હોય તો મારે આજ માર્ગ સ્વિકારવો જોઈએ; એ શિવાય બાજો રસ્તોજ નથી. હુ કુંદાને નગેંદ્રનેજ સ્વાધીન કરીશ. પરંતુ એકદમ કર-

વાની નથી. હું તેને થોડા દિવસ સુધી તેની નજરથી દૂર રાખીશ અને શું થાય છે તે જોઇશ. વિરહના યોગથી પ્રીતિ દ્રઢતર થાય છે. જો એ ઉભયને થોડાક દિવસ સુધી એક બીજાંથી દૂર રાખવામાં આવશે તો તેમની પ્રીતિ અધિક પકવ થશે. અને એમ થશે એટલે હું કુંદાને લઈ જઇને નગેંદ્રને સ્વાધીન કરીશ. આટલું કરવા છતા પણ જો સૂર્યમુખીનુ નશીબ ફુટશે નહિ તો તે અતિ કઠિન છે એમ સમજવું જોઇએ. હવે એટલા અરસામાં કુંદાને પાઠ ભણાવીને મારી ઇચ્છાને અનુકૂળ કરવી જોઇએ પરંતુ પ્રથમ તો મારે મારી ડોશીને અન્યત્ર મોકલી દેવી જોઇએ. નહિ તો મારાથી કુંદાને મારા ઘરમા ગુપ્ત રાખી શકાશે નહિ.

આવા વિચાર કરી હિરા પોતાનો ઉદ્દેશ સરળ કરવાના પ્રયત્ન કરવા લાગી. તેણે કાંઇક બહાનું નિમિત્ત કાઢીને પોતાની ડોશીને પોતાનાં એક આપ્તને ઘેર મોકલી દીધી અને કુંદાને પોતાના ઘરમાં સંતાડી રાખી. હિરાની આટલી બધી મમતા અને કાળજી જોઇ કુંદા પોતાના મન સાથે બોલવા લાગી " હિરા જેવું માણસ મને કયાય પણ મળનાર નથી. ખુદ કમળા પણ મારાપર આટલી માયા રાખતી ન હોતી."

હવે હિરાની ખાત્રી થઇ કે " કુંદા મારા કહેવા પ્રમાણે જરૂર કરશે પરંતુ જ્યાં સુધી આપણે સૂર્યમુખીને નગેંદ્રની દૃષ્ટિમાં વિષ સમાન બનાવી મુકીશું નહિ ત્યાં સુધી કાંઇ પણ કાર્ય સિદ્ધ થનાર નથી." આવો વિચાર કરી, જે બે અંતઃકરણોમા અત્યાર પર્યંત જરાપણ દ્વૈત ભાવ નહોતો તેમાં તૂટા તૂટ કરવાને માટે હિરા પ્રવૃત્ત થઇ

એક દિવસ આ દુષ્ટ હિરા મોટે મળસ્કે ઉઠી નગેંદ્રની હવેલીમાં કામ કરવા ગઇ. હવેલીમાં કૌશલ્યા નામની એક દાસી હતી. એ દાસી

હિરાપર અતિ દ્વેષ રાખતી હતી કારણ કે, હિરા મુખ્ય દાસી હતી અને સૂર્યમુખીની પણ તેનાપર ઘણી કૃપા હતી થોડ઼ કામ કર્યા પછી હીરા કૌશલ્યા પ્રત્યે બોલીઃ—

"અરે કૌશલ્યા બેન! મને આજે કોણ જાણે શું થાય છે! કાંઇ ચેન પડતું નથી. તો આજનો દિવસ મારા ભાગનુ કામ તું કરશે ?"

કૌશલ્યાને હિરાનો ગણો ધાક લાગતો હતો. જો એનું કામ આપણે કરીશું નહિ તો એ મને કાંઇ નુકશાન કરશે એવી ભીતિ ધરી તે હિરાને કહેવા લાગી.

"અરે વાહ! એમા તે વળી પુછવું શુ ? હું તમારૂં કામ જરૂર કરીશ. પ્રકૃતિ તો કોઇ વખત આની બગડી આવે છે. તો એવે વખતે માણસને મદદ કરવી એ તાની ફરજ છે અને વળી આપણે તો એકજ ઘરની દાસીઓ છીએ, તો તમારૂં કામ એક દિવસ હું કરી લઇશ તમાં મને શુ જોર પહોંચી જવાનુ હતું ?"

પરંતુ "ખેતી કરવી તો રાખવું ગાડુ અને લડાઇ કરવી તો બોલવું આડુ" એ સૂત્ર હિરા સારી પેઠે સમજતી હતી. તે તરતજ મોઢું ચઢાવી બોલીઃ—

"તારા મનમાં એમ કે હું બિમાર પડું તો ઠીક કેમ?" કૌશલ્યા આશ્ચર્ય ભરિત મુદ્રાથી બોલી "મેં તમને બિમાર પડવાનું ક્યારે કહ્યું ?"

"હં! હવે તુ જુઠું બોલે છે કેમ ? મારી પ્રકૃતિ બગડે તેમાં તને શું પંચાત ? હુ મરી જાઉં તો ઠીક કેમ ? તારા મનમાં એમ છે કે એ આજારી પડે તો હું લોકોને બતાઉં કે જુઓ એનું કામ

હું કેવી કરું છું મારો એના પર કેટલી બધી પ્રીતિ છે ! રાંડ તુંજ બિમાર શા માટે પડતી નથી ? મને શા માટે બિમાર કરે છે ?"

" પરન્તુ બાઈ, તું આટલી બધી ગુસ્સે શા માટે થાય છે ? મને રોગ થાય, હું બિમાર પડું. પછી કાંઈ ? પરન્તુ જો, મૃત્યુ કોઈને પણ છોડનાર નથી. તું પણ મરનાર છે અને હું પણ મરનાર છું. તો પછી મિથ્યા ગાળ શા માટે દેછે ?"

" હં હવે હું સમજી તું મારાપર દ્વેષ કરે છે, નહિ ? મારૂં વર્ચસ્વ તારાથી સહન થઈ શકતું નથી. તું દ્વેષ રાખી રાખીનેજ મર રાંડ, આજેજ મરને રાંડ લુચ્ચી ! રાંડ દગા ! બને તારાથી મારો અધિકાર સહન ન થઈ શકતો હોય તો તારા ડોળા ફોડી નાખ."

હિરાનાં આ વચનો કાશલ્યાથી સહન થઈ શકયાં નહિ. આથી તેણે પણ તેને સામી તેવીજ ગાળો ભાંડી. કાશલ્યા ગાળો ભાંડવામાં કુશળ હતી. આથી હિરા અંતે હારી ગઈ.

હવે હિરા સુર્યમુખી કને ફરિયાદ કરવા ગઈ. તે જતી હતી તે વખતે જો કોઈએ તેના વદન તરફ દૃષ્ટિપાત કર્યો હોતતો તેને તેપર ક્રોધનાં ચિન્હો જરાપણ દૃષ્ટિગોચર થયાં ન હોત. તેની મુદ્રા ઉલટી આનંદી બની હતી. પરંતુ જ્યારે તે પોતાની સ્વામિનીની સન્નિધ ગઈ ત્યારે તેણે પોતાની આંખ લાલચોળ બનાવી દીધી અને ઇશ્વરે સ્ત્રી જાતિને જે સહજ રડી દઈ અશ્રુપાત કરવાનું આયુધ આપ્યું છે તેનો ઉપયોગ કરી તેને સર્વ હકિકત ઇત્થંભૂત કહી સંભળાવી.

સુર્યમૂખીએ તે બાબતની પૂર્ણ તપાસ કરી. ફરિયાદીની સર્વ હકિકત સાંભળી લઈ તેણે " આમાં સર્વ અપરાધ હિરાનો જ છે." એવો નિર્ણય કર્યો, પરંતુ હિરાને સારૂં લગાડવાને ખાતર.તેણે કૌશ-

લ્યાને જરા ધમકી આપી. આટલાથી પણ સંતુષ્ટ ન થતાં હિરા બોલી "બાઇ, કાંતો તેને રજા આપો કે કાંતો મને બરતરફ કરો" હિરાના આ શબ્દો સાંભળી સૂર્યમુખી તેના પર અતિ ગુસ્સે થઇ અને બોલી "હિરા ! તુંજ મોટી કજીઆખોર બાઈ છે. તેંજ કજીઆની શરૂઆત કરી અને તુંજ મને તેને કાઢી મૂકવાનું કહે છે. અપરાધ સઘળો તારો છે. કૌશલ્યાનો જરાપણ દોષ નથી. તું કહે છે તેવો અન્યાય હું કદિ કરનાર નથી જો તારી મરજી હોય તો તું સુખેથી જા. તને કોઇ ના કહેતું નથી અને હું પણ તને કહેતી નથી કે તું રહે."

બસ, હિરાને આટલુંજ જોઇતું હતું. "ઠીક છે ત્યારે, હુંજ જાઉંછું' એમ બોલી તે રોતી રોતી ચાલી ગઇ. બહાર ઓટલાપર નગેંદ્ર બેઠો હતો ત્યાં જઇ તે પોતાની આંખ લુછવા લાગી. આ સ્થળે નગેંદ્ર એકલોજ હતો. હિરાને રડતી જોઇને તેણે પૂછયું:—

"હિરા ! તું રડે છે કેમ?"

"બાઇ સાહેબે મને ચઢેલો પગાર લઇને ચાલી જા એમ કહ્યું."

નગેંદ્ર આશ્ચર્ય ચકિત થઈ બોલ્યો "પરંતુ કારણ શું છે તે કાંઈ સમજાય ?"

"મને રજા મળી છે. બાઇ સાહેબે મને બરતરફ કરી છે."

"તેં એવો અપરાધ તે શો કર્યો ?"

"કૌશલ્યા એ મને ગાળો ભાંડી. એટલા માટે હું બાઇ સાહેબ કને ફરિયાદ લઇને ગઇ. તેમણે તેનુંજ કહેવું ખરૂં માન્યું અને મને રજા આપી."

નગેંદ્ર મસ્તક હલાવી હસીને બોલ્યો "હિરા ! આ ઘટના બિલકુલ સંભવિત નથી. માટે જે સત્ય હોય તે કહે."

હિરા સ્પષ્ટતાપુર્વક બોલી "ખરૂં પૂછો તો હવે મારાથી આપના ઘરમાં રહી શકાશે નહિ"

"કેમ વારુ?"

"હમણાં હમણાં બાઇની વૃત્તિ તદ્દન બદલાઇ ગઇ છે. તે કોને શું કહેશે ને શું નહિ તેનો કાંઇ મેળ રહ્યો નથી." હિરાએ ઉત્તર આપ્યો.

આ વચનો સાંભળી નગેંદ્ર અત્યંત ક્રોધિત થઇ મોટેથી બોલી ઉઠયો "તારા બોલવાનો અર્થ શું? જે હોય તે સ્પષ્ટ રીતે કહી બતાવ"

હિરાના મનમાં જે ઘોળાયા કરતું હતું તે હવે તે નગેંદ્રની નિકટ જઇને તેને કહેવા લાગી. તે બોલીઃ—

"પેલે દિવસે બાઇ સાહેબે કુંદાને જેવાં ઘાવે તેવાં વચનો સંભળાવ્યાં. આ કારણથીજ કુંદા આ ઘરનો ત્યાગ કરીને ચાલી ગઇ છે. માટે હવે મને પણ એવી ભ્રાંતિ લાગે છે કે કોઇ દિવસ મારાપર પણ આવોજ પ્રસંગ આવનાર છે. અને તે કાંઇ મારાથી સહન થઇ શકનાર નથી. માટે એવો પ્રસંગ આવે તે પૂર્વે આબરૂભેરજ નીકળીએ તે સારૂં કેની!"

"તું શું કહે છે તે હું કાંઇ સમજી શકતો નથી." નગેંદ્ર બોલ્યો

"મહેરબાન સાહેબ. લજ્જાને લીધે મારાથી બોલી શકાતું નથી."

નગેંદ્રનાં કપોળ પર કરચલીઓ પડી. તે હિરા પ્રત્યે બોલ્યો "હિરા, તું આજે ઘેર જા. હું તને કાલે બોલાવું ત્યારે આવજે."

હિરાના ધાર્યા પ્રમાણે થયું આ પરિણામ લાવવાને માટેજ તેણે કૌશલ્યાને ગાળ દેવા માંડી હતી.

નગેંદ્ર ઉઠીને સૂર્યમુખીની પાસે ગયો. હિરા પણ તેની પાછળ પાછળ પગનો અવાજ થવા દીધા વિના ગઈ. નગેંદ્રે સૂર્યમુખીને એક બાજુએ બોલાવીને પૃછયું "તેં હિરાને રજા આપી છે કે?" આ શબ્દો સાંભળી સૂર્યમુખી બોલી "હા" તે પછી તેણે બનેલી સર્વ ઘટના તેને કહી સંભળાવી. તે સાભળી નગેંદ્ર બોલ્યો "તે વાત હવે રહેવા દે. પરંતુ તુ કુંદા પ્રત્યે શું બોલી હતી?"

"હું–હું શું–તેને શું બોલી હતી?"

"તે તેને કાંઇક અપશબ્દો કહ્યા છે?"

સૂર્યમુખી થોડીવાર સુધી સ્તબ્ધ રહી બોલી "પ્રાણપતિ! આપજ મારી સર્વ દોલત છો. આપજ મારા આરાધ્ય દેવ છો. મારાં સુખદુઃખ, ભૂત, ભવિષ્ય, વર્તમાન, આપજ છો. હું આપના સમક્ષ કયી વાત ગુપ્ત રાખું? હું કુંદાની સાથે ગુસ્સાભેર બોલી હતી, પરંતુ આપને ક્રોધ ચઢશે એવા ભયથી તે વાત મે આપને કહી નહિ. માટે મારો એ અપરાધ આપ માફ કરો. હુ આપને સર્વ વાત કહુ છુ." ત્યાર પછી તેણે વૈષ્ણવી વૈરાગિનીની તપાસથી માંડીને ઠેઠ કુંદાને વાકતાડન કર્યું ત્યાર સુધીની સર્વ હકિકત ઇત્થંભૂત કહી સંભળાવી. અને છેવટે તે બોલી "કુંદા જતી રહી તે માટે મને બહુ ખેદ થાય છે. તેની શોધ કરવા માટે મેં ચોતરફ માણુસો પણ મોકલ્યા છે. જો મને તેનો પત્તો લાગ્યો હોત તો મેં તેને પાછી ઘેર આણી હોત."

"એમાં તારો કાંઇ મોટો અપરાધ નથી. કોઇ આબરૂદાર ગૃહસ્થની પત્નિ અપરાધી મનુષ્યને જાણી બુઝીને પોતાનાં ઘરમાં આશ્રય આપશે કે? તો પણ તેના પરનો આરોપ ખરો છે કે ખોટો એ વિષે જો તેં જરા વિચાર કર્યો હોત તો શું ખોટું હતું? તારા

ચરણના ઘરની હકિકત તને વિદિત નથી કે ? ત્રણ વર્ષ પૂર્વે દેવેંદ્રને કુંદાની સાથે બોલવાની છુટ મળી હતી એ વાત તારા સાંભળવામાં આવી છે કે નહિ ? દારૂબાજ માણસનુ બોલવું તે સત્ય માન્યુ કે ? " નગેંદ્ર બોલ્યો.

" તે વખતે તે કલ્પના મારા મનમા આવી નહોતીપરંતુ હવે મને લાગે છે કે દેવેંદ્રનુ કહેવું ખોટુ છે. તે વખતે મારૂં મન સ્વસ્થ ન હોતું. " આ પ્રમાણે બોલીને તે સાધ્વી નગેંદ્રને પાયે પડી અને પોતાના બે હાથ વતી તેના પગ મજબુત રીતે પકડીને પોતાનાં અશ્રુ વતી તે પગ ભીંજાવી નાખ્યા પછી મસ્તક ઉન્નત કરી તે પુનઃ બોલી " પ્રાણેશ્વર ? મારાં મનની વાત હુ કદિ પણ આપનાથી ગુપ્ત રાખીશ નહિ હુ આપને તે સર્વ કહું છું. "

" કહેવાની કાંઇ વિશેષ જરૂર નથી. તારા મનમાં એવો સશય છે કે મારૂં મન કુદા ઉપર ચોંટયુ છે અને તારાથીએ સહન થઇ શકતું નથી. "

આ વચનો સાંભળી સુર્યમુખી પોતાના પતિના પગની વચ્ચે મસ્તક ઘાલીને રોવા લાગી. તણે પોતાનું ખિન્ન અને નિસ્તેજ થયેલું મુખ પુન ઉન્નત કર્યું અને સર્વ દુખોમાંથી મુક્ત કરનાર પોતાના પતિનાં મુખનું અવલોકન કરીને તે બોલી:—

" હું તે શુ બોલું ? મને કેટલું દુઃખ થયું છે તે હું આપને શું કહું ? મારાં મરણથી આપને દુઃખ થશે, એમ ધારીનેજ હું મરી ગઇ નહિ. નહિતો આપનાં અતઃકરણમાં બીજી સ્ત્રીએ ભાગ પડાવ્યો છે એમ જાણતાંજ મેં પ્રાણ આપવાનો નિશ્ચય કર્યો હોત."

નગેંદ્ર ઘણી વાર સુધી સ્તબ્ધ રહ્યો. પછી તે દીર્ઘ શ્વાસ છોડી



બોલ્યો "મારી વ્હાલી સૂર્યમુખી-! આ મારોજ અપરાધ છે. તારો અપરાધ તલભાર પણ નથી. મેજ તારી સાથે અયોગ્ય વર્તન કર્યું છે. મારૂં મન તને વિસરી જઇને કુંદા તરફ દોડયું, તે કેમે કરતાં પાછું આવતું નથી. પ્રિયે ! હું શું કરૂં ? મારો ઇલાજ ચાલતો નથી. વ્હાલી એથી મને કેટલું દુ:ખ થયુ છે અને હજી કેટલુ થાય છે તે હું તને શુ કહું ? તને એમ લાગતું હશે કે હું મારા મનને અટકાવવાને પ્રયત્ન કરતો નથી પરતુ એમ માનવાનું કશુ કારણ નથી. હું તને સાચેસાચું કહુ છું કે હું ગમે તેટલો પ્રયત્ન કરૂં છું તોપણ મારૂ મન કુંદા પરથી ફિરતું નથી મેં જાતે મારા મનને જેટલો ઠપકો આપ્યો છે તેટલો ઠપકો તું પણ આપી શકનાર નથી. હું મહા પાપી છુ. મારૂ સ્વત:નુ મન હુ પોતે સ્વાધીન રાખી શકતો નથી."

આ શબ્દો સૂર્યમુખીથી સહન થઇ શકયા નહિ તેથી તેણે હાથ જોડી અતિ નમ્રભાવે તેને પ્રાથના કરી જણાવ્યુ:—

"પ્રાણેશ ! હવે આપ બસ કરો. હવે આ શબ્દો મારાથી સાંભળી સુદ્ધાં શકાતા નથી. આપનો એક એક શબ્દ મને વજ્રની પેઠે વાગીને મારાં હૃદયને ચૂર્ણ કરે છે. મારાં નસીબમાં જે લખ્યુ હતુ તે થયુ. તેમાં આપનો જરા પણ દોષ નથી. પરંતુ હવે અધિક સાંભળવાની મારી ઇચ્છા નથી અને અધિક સાભળવું એ મારે માટે યોગ્ય પણ નથી."

નગેંદ્ર બોલ્યો "સૂયમુખી, ના, ના; તારે સાંભળવુંજ જોઇએ. હું આટલા દિવસ પર્યંત હમણાં કહું હમણાં કહું એમ ધાર્યા કરતો હતો. માટે હવે મને મન ખોલીને બોલવા દે. પ્રિયે ! હવે હું આ ઘરનો ત્યાગ કરીશ. તું એમ ન ધારીશ કે હું પ્રાણ વિસર્જન કરીશ. હુ નિકળીને

ક્યાંક ચાલ્યો જઇશ, મારૂં ઘર અને મારૂં કુટુંબ એથી હવે મને સુખ થતું નથી. મને આ સર્વ સંસાર વિષ સમાન લાગે છે. હવે મને તારા સમાગમથી પણ સુખ થતું નથી હવે હું તારો પતિ કહેવાવાને યોગ્ય નથી. અત્યાર પછી મારા તરફથી તને કોઇ પણ પ્રકારનો ત્રાસ થનાર નથી. હું કુંદાને શોધી કાઢીશ અને તેની સાથે કોઇ બીજે ઠેકાણે ચાલ્યો જઇશ. તું આ ઘરની સ્વામિની તરિકે આ ઘરમાજ રહે. 'મારો પતિ મરી ગયો છે' એમ માનીને તુ વિધવા તરિકે રહે. કારણ કે જ્યારે તારો પતિ આટલો અધમ, નીચ અને પાપી છે ત્યારે તેને મરેલોજ માનવો જોઇએ. હું આટલો અધમ છું છતા પણ તને આ-શ્રયહીન કરીશ નહિં. હુ હવે જાઉંછું. જો કદાચિત કુંદાની વિસ્મૃતિ થશે તો હું પુનઃતારી પાસે આવીશ. નહિતો મારો અને તારો આ છેલ્લો મેળાપ સમજી લે."

આ શબ્દો સાભળી કુંદાનું હૃદય વિદીર્ણ થઇ ગયુ. હવે તે બિચારી આ મર્મભેદક શબ્દોનો પ્રત્યુત્તર શુ આપી શકે ? થોડીકવાર સુધી તે નીચે જમીન તરફ જોઇને પાષાણ પ્રતિમાવત્ ઉભી રહી. પછી તે ધબ દઇને પૃથ્વીપર તુટી પડી, અને પોતાનાં મુખપર સાડીનો પાલવ ઢાંકીને રોવા લાગી.

જે પ્રમાણે એકાદ ક્રૂર વ્યાઘ્ર પોતાનાં મારેલા જનાવરની પ્રા-ણોત્ક્રમણ કાળની યાતના જોતો સ્વસ્થ ઉભો રહે તે પ્રમાણે નગેંદ્ર સૂર્યમુખી તરફ દ્રષ્ટિ નાખીને સ્વસ્થ ઉભો રહ્યો. તે પોતાના મનમાં બોલવા લાગ્યો "ઇશ્વરેચ્છા હશે તો આજે કે કાલે એ મરશે તેમાં હું તે શું કરીશ ! એને બદલે હું મરવાની ઇચ્છા કરૂં તોપણ શું તેમ બનશે કે ? અને પળભર ધારીલો કે હું કદાચ મુઓ તોપણ મારાં મરણથી સૂર્યમુખીનો પ્રાણ શી રીતે બચશે. ?"

નહિં, નગેંદ્ર ! તારા મરણુથી સૂર્યમુખીનો પ્રાણ બચનાર નથી એ વાત સાચી, પરંતુ તારેતો મરવું એજ ઠીક છે.

થોડીવારે સૂર્યમુખી ઉઠીને બેઠી થઇ અને નગેંદ્રના ચરણુ મજબુત રીતે પકડીને બોલી.

"આપ મારી એક પ્રાર્થના સ્વિકારો"

"બોલ, તારી પ્રાર્થના શુ છે ?"

"આપ, એક માસ વધુ આઘરમાં રહો. એટલી અવધિમાં જો કયાંય પણુ કુંદાનો પત્તો લાગે નહિતો આપ ખુશીથી જજો. હું આપના માર્ગમાં વિઘ્ન નાખીશ નહિ."

નગેંદ્ર ઉત્તર આપ્યા વિના એમને એમ ચાલ્યો ગયો પરંતુ તેમ કરીને એમણે એક મહિના સુધી રહેવાનુ કબુલ કર્યું છે એમ સૂર્યમુખી સમજી. તે જતો હતો તે તરફ સૂર્યમુખી એક સરખી દ્રષ્ટિ નાખી ઉભા રહી અને પોતાનાં મનમાં બોલી" પ્રાણુાધિક ! આપનાં પગનો કાંટો કાઢવાને માટે હું મારો જીવ આપવાને તૈયારછુ તેમ છતાં પણુ આ ય.કશ્ચિત્ સૂર્યમુખીના ક્રોધથી ડરી શું આપ આ ઘરનો ત્યાગ કરશો ? ત્યારે આપ મોટા કે હું મોટી ?"

---

## દ્વાદશ પરિચ્છેદ.

હવે હિરાની નોકરી તો જાણે ગઇજ પરંતુ નગેદ્રને ઘેર તેનું જવું આવવું બંધ થયુ નહિ. તેના ઘરની સર્વ ઇત્થંભૂત હકિકત જાણુવાને માટે તેના ઘરનાં જે જે માણુસો મળે તેની તેની સાથે કાંઇને કાંઈ નિમિત્ત કાઢીને તે વાત કરતી. આથી સૂર્યમુખી પ્રતિ નગેંદ્રની વર્તણુંક કેવી થઇ હતી તે તે સહજ જાણી ગઈ.

કદાચ તેને કોઇ નહિ મળતું તો તે કાંઇ નિમિત્ત કાઢીને તેની હવેલીમાં જતી અને જ્યાં નોકર લોકોનાં નિવાસસ્થાન હોય તે સ્થળે જઇ તેમની સાથે અહીં તહીંની વાતોના તડાકા મારતી. આ પ્રમાણે વાતચીત કરતાં પોતાને જે જાણવું હોય તે જાણી લીધા પછી તે ચાલી જતી. આ પ્રકારે ઘણા દિવસો નીકળી ગયા. પરંતુ એક દિવસ એક દુઃખકારક ઘટના બની તે ઘટના આ પ્રમાણે બનીઃ--

પૂર્વે હિરા અને દેવેંદ્ર એ ઉભયનો મેલાપ થયો હતો એ અમારા પાઠકોને વિદિતજ હશે. તે દિવસથી માલતી ગોવાલણ નિત્ય હિરાના ઘરમાં જવા આવવા લાગી પરંતુ આ વાત હિરાને ગમતી નથી એમ માલતી સારી પેઠે સમજી ગઇ હતી. હિરાના ઘરની એક ખોલી હમ્મેશાં બંધ રહેતી હતી, એ પણ તે જાણી ગઇ હતી. આ ખોલીનાં દ્વારપર હમ્મેશાં તાળું રહેતું હતું. પરંતુ એક દિવસ માલતીએ અકસ્માત આવીને જોયુ તો તે ખોલીનાં દ્વારપર તાળું જણાયું નહિ. આથી તેણે તે દ્વારની સાંકળ કાઢીને ધીમેથી તેને ધક્કો માર્યો. પરંતુ તેદ્વારને અંદરથી સાંકળ મારવામાં આવી હતી. આથી તેણે એવો તર્ક કર્યો કે અંદરના ભાગમાં કોઇ માણસ બેઠેલું હશે. પ્રથમતો તેને એમ લાગ્યું કે અંદર તેનો કોઇ યાર હશે. પરંતુ કોનો યાર? માલતી હિરાની સર્વ હકિકત જાણતી હતી. આથી એ કલ્પના પણ તેને ખરી લાગી નહિ પછી તેના મનમાં એક બીજી કલ્પના આવી. તેને એમ લાગ્યું કે નગેંદ્રના ઘરમાંથી કુંદા નાશી ગઇ છે એમ મારા સાંભળવામાં આવ્યુ છે, તો કદાચ તેજ અહીંઆં હશે. તેણે સત્યાસત્યનો નિર્ણય કરવાને માટે તરતજ એક ઉપાય યોજ્યો.

હિરાએ નગેંદ્રનાં શિકારખાનામાંથી એક હરણુ લાવીને પાળ્યું હતું. આ હરણુ અતિ ઉચ્છૃંખલ હોવાથી તે તેને હમ્મેશાં બાંધી રાખતી હતી. માલતીએ તેને ચરવા જવા દેવાનાં નિમિત્તથી છોડી મકયુ ને છતાં પણુ તે ઠેકડા મારતુ મારતુ દૂર નાશી ગયુ. તેની પાછળ હિરા પણ દોડી.

હિરા હરણુની પાછળ દોડી તે સંધિનો લાભ લઇ માલતી અતિ ધીમા સ્વરથી બોલી "અરે હિરા ? અરે હિરા ! તું રડે છે શા માટે ? તને શું થયું છે ?" આ પ્રમાણે બોલી તે મોટેથી રોવા લાગી. પછી તે કુંદાની ઓલીનું દ્વાર જોરથી ખખડાવીને બોલી " કુંદાબાઈ ! જલદી બહાર આવો. હિરાને કાંઇ થયું છે. જુઓને એ કેવી રડે છે ?"

કુંદા આ શબ્દો સાંભળી ઘણી ગભરાઈ, અને દ્વાર ઉઘાડી બહાર આવી. તેને જોઇને માલતી ખડખડ હસી પડી અને આનંદથી ગેલ કરતી ચાલી ગઇ. હવે કુંદાએ પુનઃ ઓલીમાં પ્રવેશ કરી દ્વાર બંધ કરી દીધું હિરાની આગળ તેણે આ વાત મુદ્દલ કરી નહિ કારણુ કે તેને એમ લાગ્યું કે જો હું આ વાત એને કરીશ તો એને કોણુ જાણે શું શું શંકા આવશે અને તે મારાપર ક્રોધે ભરાશે.

માલતીએ જઇને આ સર્વ હકિક્ત દેવેંદ્રને કહી સંભળાવી. આથી દેવેંદ્રે બીજે દિવસે હિરાને ઘેર જઈ સર્વ વાતનો નિકાલ કરવાનો નિશ્ચય કર્યો.

આ પ્રસંગે કુંદાની સ્થિતિ પિંજરામાં ગોંધી રાખેલાં પક્ષીના જેવી હતી. તેના મનમાં શાંતિ અથવા વિશ્રાંતિ જરા પણ હતી

નહિ. પાણીના બે પ્રવાહ એક સ્થળે મળે એટલે જેમ મોટી નદી બની જાય છે તેવી આ વખતે કુંદાના મનની સ્થિતિ હતી. એક તરફ લજ્જા, અપમાન અને સૂર્યમુખીએ કાઢી મુકી તેનું દુઃખ અને બીજી તરફ નગેંદ્રપરની અત્યંત પ્રતિ. આ બે મહાન પ્રવાહના સગમથી પ્રીતિનો પ્રવાહ અધિક પ્રબળ થયો. આથી અપમાન અને સૂર્યમુખીના મર્મ ભેદક શબ્દોથી થતું દુઃખ ઉત્તરોત્તર કમી થતું ચાલ્યુ. તેના હૃદયમાં સૂર્યમુખી નામને તો ઠામ પણ મળવું મુસ્કેલ થઇ પડયુ. તેનું મન અંતર્બાહ્ય નગેંદ્રમય થઇ ગયુ. તે મનમાં બોલતી કે "તે ઘર છોડી દેવાની આટલી બધી ઉતાવળ મેં શા માટે કરી હશે? સૂર્યમુખીના બે શબ્દોથી મને શુ થયુ હોત? તે સાંભળીને બેસી રહી હોત તો કેવું સારૂં થાત! જો ત્યાંજ માથું મારીને બેસી રહી હોત તો નિત્ય એમનાં મુખનું દર્શન કરવાનુ તો મળત. હવે એઓ મારી દ્રષ્ટિએ જરા પણ પડતા નથી. વારુ, હુ પુનઃ ત્યાં જાઉ? જો સૂર્યમુખી મને કાઢી નહિ મૂકે તો હું જાઉ" કુંદાના મનમાં રાત્રિ દિવસ આવા વિચરો વારવાર આવતા હતા અંતે તેણે કાંતો નગેંદ્રને ઘેર પાછુ જવું, નહિ તો જીવ આપવો, એમાંથી ગમે તે એક કામ કરવું એવો નિશ્ચય કર્યો. ભલે સૂર્યમુખી પુનઃ કાઢી મુકે તો, પણ એક વાર શુ થાય છે તે જોવું એવો તેણે ઠરાવ કર્યો. 'પરંતુ મારે એમનાં આંગણામાં પગ પણ શુ બહાનું કાઢીને મૂકવો એ એક ગંભીર પ્રશ્ન છે.' એવો વિચાર તેના મનમાં આવ્યો એકલી જવામાં તેને લાજ લાગતી હતી. 'જો હિરા મારી સાથે આવે તો જાઉ' પરંતુ હિરાને આ વાત કહેવાની તેની હિમ્મત ચાલતી નહોતી.

કુંદાથી પોતાના હૃદયાલ્હાદક પ્રાણપ્રિય નગેંદ્રનો વિરહ સહન

થઇ શકયો નહિ તેથી એક દિવસ પ્રાતઃકાળમાં હિરા ગાઢ નિદ્રામાં હતી તે વખતે તે ઉઠી અને ધીમે રહીને ખોલીનું દ્વાર ઉઘાડી બહાર નીકળી. કૃષ્ણપક્ષની સમાપ્તિ થઇ હમણાંજ શુકલ પક્ષનો આરંભ થયો હતો આથી નક્ષત્રોનો ઘણો ઝાખો પ્રકાશ પૃથ્વીપર પડેલો હતો. તો પણ વૃક્ષોની નીચે તો પુષ્કળ અંધકાર હતો. પવન એટલો શાન્ત હતો કે વૃક્ષનાં પત્રો જરાપણ હાલતાં નહોતાં, માર્ગમાં કુતરાં ઉંઘી રહેલાં હતાં. ચારે તરફ એવો ભાસ થતો હતો કે જાણે આ વિસ્તૃત બ્રહ્માંડ લયત્વ ન પામ્યું હોય. કુંદા અનુમાનથી રસ્તો શોધી કાઢી જેમ તેમ કરીને નગેંદ્રના આગણા સુધી ગઇ. ત્યાં જવામા તેનો હેતુ જો અનાયાસ બને તો નગેંદ્રનાં કમળ વદનનું દર્શન કરવાનો હતો, એ શિવાય તેનો બીજો હેતુ નહોતો નગેંદ્રનાં મુખનું અવલોકન કરવા માટે તેનુ મન તલપી રહ્યું હતું. જ્યાં સુધી તે હિરાના ઘરમા ગોંધાઇ રહી હતી ત્યા સુધી તેને પોતાના મનની ઇચ્છા પુરી પાડવાની સગવડ મળી નહોતી. આ વખતે રસ્તે ચાલતાં તે બોલી "હું એમનાં મકાનની ચારે તરફ ફરીશ. એઓ ખડકીની પાસે, મંદિરમા, બાગમાં રસ્તામાં અથવા ગમે ત્યા મારી દ્રષ્ટિએ પડશેજ પડશે." નગેંદ્રને મળસ્કામાં ઉઠવાની ટેવ હતી. આથી ગમે ત્યાથી પણ કુંદાની દ્રષ્ટિએ તે પડે એવો સંભવ હતો. તે ચંદ્રન મૂર્તિનું એકવાર દર્શન થયા પછી હિરાને ઘેર પાછા જવાનો કુંદાનો વિચાર હતો પરંતુ જ્યારે તે હવેલીની પાસે ગઇ ત્યારે બાગમા, રસ્તામાં, ખડકીમાં અથવા કયાંય પણ કોઇ દ્રષ્ટિ ગોચર થયુ નહિ. કુંદાને લાગ્યુ કે "હજી તેઓ ઉઠયા નહિ હશે હજી તેમને જાગૃત થવાનો સમય થયો નહિ હશે, માટે થોડીવાર સુધી અહીંઆંજ બેસીને તેમની રાહ જોવી."

મનમાં આવો વિચાર કરી કુંદા તેના માર્ગ તરફ ડોળા ખેંચી અં-
ધારામાં એક વૃક્ષ નીચે બેસી રહી. ક્દિ કદિ એકાદ નાનું ફળ અ-
થવા શુષ્ક પત્ર વૃક્ષ પરથી પડતાં તો તેનો ધ્વનિ તેના કર્ણપટપર
અથડાતો વૃક્ષપર બેઠેલા પક્ષીઓની પાખનો ફડફડાટ વારંવાર ર ભ-
ળાતો હતો. વળી ચોકીવાળા સિપાઇઓના મોઢેથી બોલાતો " જા-
ગતે રહો " એવો અવાજ વચ્ચે વચ્ચે સંભળાતો હતો પપૈયાએ
પોતાના મંજુલ સ્વરથી ત્યાંના સર્વ પ્રદેશ ગજાવી મૂકયો હતો થો-
ડીવારમાં કોકિલાનો સ્વર પણ સાંભળવામાં આવ્યો અને છેવટે એક
પછી એક સર્વ પક્ષીઓએ જાણે ગવૈયાઓની મંડળીજ જમાવી મૂકી
હવે કુંદાની આશા ભગ્ન થઇ. હવે તેનાથી વૃક્ષ નીચે બેસી રહી
શકાય એમ નહોતું, કારણ કે પ્રકાશ થવા લાગ્યો હતો જો તે
ત્યાં બેસી રહે તો કોઇ પણ માણસની દ્રષ્ટિએ પડવાની તેને ભીતિ
હતી. અંતે તે નિરાશ થઇ પાછા ફરવાનો વિચાર કરી ત્યાંથી ઉઠી. હવે
તેને પોતાની ઇચ્છા તૃપ્ત કરવાનો માત્ર એકજ માર્ગ રહ્યો હતો.
આ અંતઃપુરની પાસેજ એક પુષ્પ વાટિકા હતી. આ પુષ્પ વા-
ટિકામાં નરેંદ્ર કોઇ કોઇ વખત પ્રાતઃકાળમાં ફરવા જતો હતો. કદા-
ચિત તેઓ હમણાં એ બાગમાં ફરવા આવશે, એવી આશાથી કું-
દાએ તે તરફ જવાનો વિચાર કર્યો. પરંતુ આ વાટિકાની આસપાસ
ઉંચો ગેટ હતો અને તેનું દ્વાર ઉઘાડું હોય તેજ તેમાં પ્રવેશ કરી
શકાતો હતો. તે શિવાય તેમાં પ્રવેશ કરવાનો બીજો એક માર્ગ ન-
હોતો. કુંદા તે તરફ ગઇ તો સદ્ભાગ્યે તેનું દ્વાર ઉઘાડું જણાયું.
તે ધૈર્યથી અંદર પ્રવેશી અને તેના મધ્ય ભાગમાં એક બકુલનુ વૃ-
ક્ષ હતું તેની નીચે લપાઇને બેઠી. આ બાગમાં સુંદર લતા વેષ્ટિત

વૃક્ષોની હાર લાગી રહી હતી અને તેની વચ્ચે શુદ્ધ સંગેમરમરની પાયવાટ ( Foot path ) હતી. સ્થળે સ્થળે નાના પ્રકારના રંગ બેરંગી પુષ્પ વૃક્ષો ઝુકી રહ્યા હતાં કોઇનો રંગ લાલ કોઇનો લીલો કોઇનો સફેદ તો કોઇનો પીળો હતો. પુષ્પોની ઉપર આસક્ત થયેલા ભ્રમરોનાં ઝુંડનાં ઝુંડ આવીને બેસતાં હતાં ભ્રમરો થોડીવાર એક પુષ્પપર બેસી તરતજ બીજાપર ઉડી જતા જતી વખત તેઓ ગું-જારવ કરતા હતા. એવામાં જો એકાદ સુંદર પુષ્પ જડી આવતું તો નવયૌવન પુરષોની પેઠે તેની આસપાસ સર્વ એકત્રિત થઇ જતા હતા. અનેક ચિત્ર વિચિત્ર રંગનાં પક્ષીઓ પુષ્પમાંનું મિષ્ટ મધપીને ગાયન કરતા કરતાં આમ તેમ ઉડતાં હતાં. પુષ્પોના ભારથી લચી પડેલી વૃક્ષ શાખાઓ પવનના સપાટાથી હાલીને ઉંચે નીચે જતી હતી. પુષ્પ વિનાની શાખાઓ સ્થિર રહેતી હતી, કારણ કે તેમના ઉપર વજન નહોતું. અભિમાની કોકિલા પોતાનું શ્યામ સ્વરૂપ બ-કુલનાં પત્ર નીચે છુપાવી મંજુલ સ્વરે ગાયન ગાઇને અન્ય સર્વ પક્ષીઓને હરાવતી હતી.

આ બાગના મધ્ય ભાગમાં એક લતામંડપ હતો અને તેની અંદરની જમીન છોબંધ હતી આ મંડપની ચારે બાજુએ અનેક પ્રકારનાં પુષ્પવૃક્ષો રોપવામા આવ્યાં હતાં.

કુંદાએ બકુલનાં વૃક્ષ નીચેથી ડોકું ઉંચું કરીને જોયુ આ વખતે તેને નગેંદ્રની મનોહર મૂર્તિ તો દેખાઇ નહિ; પરંતુ ગમે તે એક માણસ આ લતામંડપના અંદરના ભાગમાં છે એમ તેને જ-ણાયુ. આથી તે નગેંદ્રજ હોવો જોઇએ એમ તેને લાગ્યું. બરાબર વપાસીને જોવાના વિચારથી તે જરા આગળ ગઇ તો તેના હૃદે વે

અંદર ઉભેલું માણસ ચાલીને બહાર આવતું જણાયું. અફસોસ ! તે આશાબદ્ધ થયેલી કુંદાને નગેંદ્રને બદલે સૂર્યમુખીનું દર્શન થયું. હવે કુંદા ભયભીત થઇને ત્યાંજ પાષાણપ્રતિમાવત ઉભી રહી. તેનાથી એક પગલું આગળ પણ ભરી શકાતું નહોતું, તેમજ પાછળ પણ હટી શકાતું નહોતું. સૂર્યમુખી આ વખતે પુષ્પો તોડવાને માટે બાગમાં આવી હતી. તે પુષ્પો તોડતી તોડતી આમ તેમ ફરતી હતી. જ્યારે તે બકુલના વૃક્ષની છેક નિકટ ગઈ ત્યારે તેની શાખામા લપાઇને બેઠેલું એક માણસ તેને દૃષ્ટિગોચર થયું. ( ? ) તેણે કુંદાને ઓળખી નહોતી. તે બોલી "અહીં આ કોણ છે વારુ ?" કુંદા બીકની મારી ઉત્તર દઈ શકી નહિ અને તે જગ્યાપરથી તે જરા હાલી પણ નહિ.

થોડીવારમા તેણે તેને ઓળખી ને મોટેથી બોલી " કુંદા છે કે શું ?" કુંદા એક શબ્દ પણ બોલી શકી નહિ. પરંતુ સૂર્યમુખી તેનો હાથ પકડીને બોલી ' બ્હેન ' મારી કને આવ હું હવે તને એક શબ્દ પણ બોલીશ નહિ " આ પ્રમાણે બોલી તે તેને પોતાની હવેલીમાં તેડી ગઇ.

જે દિવસે પ્રાતઃકાળમાં કુંદા નગેંદ્રને ઘેર ગઈ તે દિવસે રાત્રે દેવેંદ્ર દારૂથી મસ્ત બની વેષાંતર કરી હિરાને ઘેર કુંદાની શોધ કરવા એકલો ગયો. તેણે તેની ઝુંપડીમાં ખુબ ધ્યાન પૂર્વક જોયું પરંતુ કુંદા તેને દૃષ્ટિગોચર થઈ નહિ. આ તમાસો જોઇ હિરા પોતાની સાડીના પાલવવતી મુખ ઢાંકીને હસવા લાગી. કુંદા હાથ ન લાગવાથી દેવેંદ્ર નિરાશ થયો. તે મનમાં અતિશય સંતપ્ત થઇને બોલ્યો:—

" હિરા ! તને આટલું બધું હસવું શા માટે આવ્યું ? "

"આપને નિરાશ થયેલા જોઇને. મેના પિંજરામાંથી નાશી ગઇ છે હવે મારૂં આખું ઘર તળે ઉપર કરશો તોપણ તે હસ્તગત થનાર નથી."

તત્પશ્ચાત્ દેવેંદ્રે હિરાને કુંદા સંબંધી સર્વ હકિકત પૂછી. તેણે તેને સર્વ હકિકત કહી સંભળાવી અને છેવટે બોલીઃ—

"પ્રાતઃકાળમાં જ્યારે મને ખબર પડી કે કુંદા ઘરમાં ક્યાંય પણ નથી ત્યારે મેં ચારે તરફ પુષ્કળ શોધ કરી પરંતુ તેનો ક્યાંય પણ પત્તો લાગ્યો નહિ. પછી જ્યારે હું નગેંદ્રનાં મકાનમાં તપાસ કરવા ગઇ ત્યારે તે ત્યાં સુખેથી બેઠી છે એમ મને જણાયું."

આ વચનો સાંભળી દેવેંદ્રનાં આશા વૃક્ષનો સમૂળો નાશ થયો હવે તેને ત્યાં ચોભવાનું કાંઇ પ્રયોજન નહોતું તથાપિ તેના મનનો સંશય હજી દૂર થયો નહોતો હજી થોડા વખત સુધી બેસી હિરાને કુંદાની સર્વ હકિકત પૂછવાનો તેનો ઇરાદો હતો તેણે ઉંચે આકાશ તરફ દ્રષ્ટિ ફેંકી તો તે તેને બે ત્રણ વાદળાં આમ તેમ જતાં દ્રષ્ટિગોચર થયાં. આથી તે બોલ્યો "હવે જરૂર વૃષ્ટિ થશે."

દેવેંદ્ર હજી થોડો વખત પોતાના ઘરમાં બેસે તો ઠીક એવી હિરાની ઇચ્છા હતી. પરંતુ તે પડી બાઇ માણસ; તેમાં વળી એકલી અને તરુણ ! વળી રાત્રિનો સમય. આથી તેનાથી "બેસો." એમ કહી શકાયું નહિ. "બેસો" એમ કહે તો લોકો તેની નિંદા કર્યા વિના રહે નહિ પરંતુ તેના ભાગ્યમાંજ તેવો બનાવ બનવાનું લખ્યું હતું. દેવેંદ્ર બોલ્યોઃ—

"વર્ષાદ તો પડવા લાગ્યો, હવે જાઉં કેવી રીતે ? તારી પાસે એકાદ છત્રી બત્રી છે કે ? જો હોય તો આપને. (હિરાના ઘરમાં



છત્રીનું નામ સ્વપ્નમાં પણ નહોતું તો પછી તે આપે ક્યાંથી ? ) વર્ષાદ બંધ પડે ત્યાં સુધી જો હું અહીંઆં બેસીશ તો કોઇ મારી નિંદા નહિ કરશે કે ? "

" ખરેખર, લોકો નિંદા તો કરશેજ. આપ મારે ઘેર રાત્રિના સમયે આવ્યા છો તેથી લોકોને નિંદા કરવાનું કારણ મળ્યું છે. "

" ત્યારે હું અહીંઆં બેસી રહું એમ તારૂં કહેવું છે ? " આનો હિરાએ કાંઈ પણ પ્રત્યુત્તર વાળ્યો નહિ. પરંતુ ઓરડીમાં જઇ તેને બેસવાને માટે એક મૃદુ તળાઇ આણી અને તેને પાથરી. ત્યાર પછી તેણે આ તળાઇ ઉપર એક સ્વચ્છ ચાદર પાથરી અને પીઠ પાછળ ટેકવવાને માટે એક તકીઓ આણી આપ્યો વળી તેણે હુક્કો ભરી આણી તેની સમક્ષ મુક્યો અને દેવતા લેવા માટે ઓરડીમાં ગઇ.

આ અરસામાં દેવેંદ્રે પોતાના ખીસ્સામાંથી એક મદ્યપાત્ર કાઢ્યું અને તેવુંને તેવું મોઢે માંડી દીધું મદ્યના અમલમાં તેને હિરાનું રૂપ કેવળ દિવ્ય અને મનોરમ લાગવા માંડયું અને વાસ્તવમાં તે તેવુંજ હતું. હરિણીના જેવી મોટી આંખ, શ્યામ વર્ણ, યુવાવસ્થા, એ સર્વ મોહકજ હતાં. હિરા દેવતા લઇને બહાર આવી એટલે તે બોલ્યો,—

" હિરે ! તારૂં સ્વરૂપ દિવ્ય છે એમાં જરા પણ શક નથી. "

આ વચનો સાંભળી હિરાએ મંદ હાસ્ય કર્યું. એટલામાં દેવેંદ્રને ત્યાં એક ખુણામાં એક ભાંગેલી સારંગી દ્રષ્ટિગોચર થઇ. તેણે મુખેથી કું—કું—કું એવો ગણગણાટ કરી તેને પોતાના હાથમાં લીધી અને તેના તારપર હાથ ફેરવવા લાગ્યો. એમ કરતાં કરતાં તેણે હિરાને પ્રશ્ન કર્યો:—

" આ સારંગી તને ક્યાંથી હાથ લાગી ? "

" મેં એક ભિક્ષુક કનેથી એને વેચાતી લીધી હતી. "

હવે દેવેંદ્ર પોતાનો અને સારગીનો સૂર મેળવી પોતાનાં મન ગમતાં ગાયનો ગાવા લાગ્યો. આ ગાયનો સાંભળી હિરાનું મન મોહિત થયુ. થોડી વાર સુધી તે દેહભાન ભૂલી ગઈ. તેની યોગ્યતા શું, દેવેદ્રની યોગ્યતા શુ તે સર્વે તે વિસરી ગઇ. તે મનમાં બોલી " એ મારા પતિ અને હું એમની પત્નિ. ઈશ્વરે મને એમને માટે ઉત્પન્ન કરી છે અને એમને મારે માટે જન્મ આપ્યો છે. અને અ-મને ઉભયને સુખ આપવા માટે ઉભયનુ યુગ્મ બનાવવાનો તેનો ઘણા દિવસથી વિચાર હતો તે યોગ હવે મળ્યો છે." આવા મનમાં ચાલતા વિચાર તે મદનાંધ બનેલી હિરા મુખદ્વારા બોલીને બતાવવા લાગી. દેવેદ્ર પણ પોતાના મનમા બોલ્યો કે " હવે હિરા-નું મન મારા પ્રત્યે સપુર્ણ રીતે લાગ્યુ છે. એના શરીરપર મદનશ-રના હજારો પ્રહાર પડે છે. એ એટલી બધી ગાત્ર ગલિત થઇ ગઇ છે કે એનાં મુખમાંથી શબ્દો પણ બરાબર નીકળતા નથી. હવે એ સર્વથા મારે સ્વાધીન થઇ છે એમાં જરા પણ શંકા નથી." તે મનમાં આ પ્રમાણે બોલે છે એટલામાં હિરા સાવધ થઇ અને તે ઉગ્ર સ્વરૂપ ધારણ કરી દેવેદ્ર પ્રત્યે બોલી:—

" તમે મારા ઘરમાંથી ચાલ્યા જાઓ. જાઓ, એકદમ નીકળો."

દેવેંદ્ર આશ્ચર્ય ચકિત થઇ બોલ્યો " હિરે ! છે શું ? આ તુ શું બોલે છે ? "

" તમારે અહીંઆંથી એકદમ નીકળી જવું જોઇએ. નહિ તો હું—"

"મને શા કારણથી કાઢી મૂકે છે?"

હીરા બોલી "જાઓ, જાઓ. નહિ તો હું કોઇ માણસને હાંક મારીશ. તમે મારો નાશ કરવાનો વિચાર રાખ્યો છે કેમ?"

"હિરે! તું આ પ્રમાણે બોલે છે એ એક સ્ત્રીને શોભે છે કે?"

હિરા ક્રોધ કરીને બોલી "સ્ત્રીનો સ્વભાવ કાંઈ દુષ્ટ હોતો નથી. તમારા જેવા પુરુષનો સ્વભાવ માત્ર દુષ્ટ હોય છે તમને ધર્મ એટલે શુ તેનુ જરા પણ જ્ઞાન નથી. બીજાનુ શું થશે તેની તમને જરા પણ ચિંતા હોતી નથી. કયી સ્ત્રીનુ ગળુ રેંસી શકાશે તેનો વિચાર કરી માત્ર સ્વતઃનાં સુખ પ્રત્યેજ તમે લક્ષ્ય દો છો બીજાનુ શુ થશે તેનો તમે જરા પણ વિચાર કરો છો કે? જો કરતા હોત તો આવી રાત્રિની વેળાએ તમે મારે ઘેર શા માટે બેઠા હોત? મારો ઘાત કરવાનો વિચાર તમારા મનમાં નથી કે? મને વેસ્યા ધારીને તમે અહીંઆ આવ્યા છો. જો તેમ ન ધાર્યું હોત તો આ વખતે અહીંઆં બેસવાની તમારી હામજ ચાલી ન હોત. પ-રંતુ હું વેસ્યા નથી એ વાત તમે બરાબર લક્ષમાં રાખજો. હું કેવ-ળ મજુરી કરીને પેટ ભરનારી રંક સ્રી છું એવું ખરાબ કાર્ય કર-વાને મને જરા પણ ફુરસદ મળતી નથી, સમજ્યા? જો હું કોઈ શ્રીમંતની સ્રી હોત તો મારા હાથથી શુ થયુ હોત તે મારાથી કહી શકાતુ નથી."

આ ભાષણ સાંભળવાથી દેવેંદ્રને બહુ ગુસ્સો ચઢયો. આવો આમલો જોઇ હિરા જરા નરમ પડી. તે દેવેંદ્રનાં મુખ તરફ બરા-બર નિહાળીને બોલી:—

"આપનું સૌંદર્ય અને રૂપ જોઇને હું કેવળ ગાંડી બની ગઇ છું. પરંતુ મહેરબાન સાહેબ! આપ મને વેશ્યા સમજશો નહિ હં! આપનું દર્શન કરવાથી મને બહુ આનંદ થાય છે અને તેથીજ મેં આપને અહીંઆ બેસવાનું કહ્યું હતુ. અને મારાથી આપને "જાઓ" એમ કહી શકાતું નથી. પરંતુ શુ કરૂં? હુ પડી સ્ત્રી માણસ. આપને નહિ આવવા દેવાનુ જો મારામા સામર્થ્ય હોત તો આપ અહીંઆ આવવાને બેઠા હોત ખરા કે? (વળી કાંઇ મનમા આણ્યા સરખુ કરી ક્રોધ કરીને) તમે અતિ નિર્દય છો. મારો ઘાત કરવાને માટે તમે આ ઘરમા પ્રવેશ કર્યો છે તો હવે નિકળવાનુ મન શે થાય?"

દેવેંદ્ર બીજો એક મદ્યનો પ્યાલો પ્રાશન કરી બોલ્યો--

"હિરે! વાહવા! વાહવા! શાબાશ! તે ઘણું ઉત્તમ ભાષણ કર્યું છે! અમારી બ્રહ્મ સમાજમાં તું એકાદ વખત ભાષણ કરશે? તારી વાણી ઘણીજ મીઠી અને અસ્ખલિત છે"

આ દત્તાનાં વચનો સાંભળી હિરાને ઘણો ક્રોધ ચઢયો અને તે અતિ સંતપ્ત થઇ બોલી:—

"હું તમને સાફ કહું છુ કે તમે મારી મજાક કરશો નહિ. તમારા જેવા કમ અક્કલ પુરૂષપર મારો પ્રેમ ચોટયો છે તોપણુ તેનો આ પ્રકારે ઉપહાસ થાય તે યોગ્ય નથી. હું સદાચરણી સ્ત્રી નથી. સદાચરણુ એટલે શુ તે હું જરા પણુ સમજતી નથી. મારૂં મન તે દિશા તરફ જરા પણુ વળ્યુ નથી. હું વેશ્યા નથી એમ જે મેં પૂર્વે તમને કહ્યું હતું તેનુ કારણુ એટલુંજ કે તમારો પ્રેમ સંપાદન કરવાની આશા રાખી મારી વર્તણુંકને બટ્ટો ન લાગવા દેવા-

નો મારો નિશ્ચય છે સદાચરણુ વિષે મારૂ કાંઇ બોલવુંજ નથી. જો તમારા મનમાં મારા પ્રત્યે અણુ માત્ર પ્રીતિ હોત તો તમારી સમક્ષ મે આવુ ભાપણુ કદિ કર્યું ન હોત. તમારા પ્રીતિ ભંડારની આગળ હું મારા અપયશને જરા પણ વિસાતમાં ગણતી નથી. પરંતુ મારા-પર તમારી જરા પણ પ્રતિ નથી. નો પછી વિના કારણ અપયશ અને નિંદા શા માટે વ્હોરી લેવા? કયી આશા પર મારે મારૂ સ્વાતન્ત્ર્ય ગુમાવવુ? જો મારા કરના એકાદ વધુ તરુણુ અને રૂપવતી સ્ત્રી આપના હાથમાં આવી તો તમે તેને કાંઇ જવા દેનાર નથી. જો હુ મારૂં અન્તઃકરણુ આપને અર્પણુ કરૂ તો તમે આનંદથી તેનો સ્વિકાર કરશો, પરંતુ કાલેજ તમે મને વિસરી જશો. અથવા કદાચિત સ્મરણમાં રાખશો તો તમારા અન્ય મિત્રોની આગળ મારા ભાપણુની મજાક કરશો. તો કયી આશાને માટે મારે મારૂં મન આપને સ્વાધીન કરવું? જ્યારે આપની અત્યન્ત પ્રીતિ મારા પર થાય એવો શુભ દિન ઇશ્વર મને દેખાડશે ત્યારે હું એકનિષ્ઠાથી આપની સેવા કરીશ."

આ વચનો સાંભળી દેવેંદ્રની પાકી ખાત્રી થઇ કે હિરાનો મારા પર સંપૂર્ણ પ્રેમ છે. ને મનમાં બોલ્યો "હવે મેં તને ઓળખી. હવે મને જેમ ફાવશે તેમ હું તને નચાવીશ અને જ્યારે જ્યારે મારા મનમાં કાંઇ ઇચ્છા ઉત્પન્ન થશે ત્યારે ત્યારે તે તારી મારફતજ સિદ્ધ કરીશ." આવો વિચાર કરી દેવેંદ્ર ત્યાંથી નીકળ્યો; પરંતુ તેણે હિરાને અદ્યાપિ ઓળખી નહોતી.

---

## ત્રયોદશ પરિચ્છેદ.

મધ્યાન્હનો સમય છે. શ્રીશચંદ્ર પોતાની ઓફીસમાં ગયો છે. તેના ઘરનાં બીજાં સર્વ માણસો ભોજન કરે છે. દિવાનખાનાને તાળું મારવામા આવેલું છે. તેની બહારની બાજુએ એક અફીણી મુસલમાન ચોકીદાર એક ચટાઇપર બેસી અફીણની ધુનમાં ઝોકા ખાય છે. આ સંધિનો લાભ લઈ સર્વ ચાકર નોકરો એકત્રિત થઇ લાબા લાબા ગપ્પા હાંકે છે અને પરસ્પરના હાથમા તાલી આપે છે.

આ વખતે કમળા પોતાની ખોલીમાં બેઠી હતી તેના કેશ પીઠપર છુટા પડયા હતા. તેણે હાથમા સોય દોરો લીધો હતો અને તે વતી તે રૂમાલ પર વેલબુટ્ટા કાઢતી હતી તેની પાસે બીજુ કોઇ પણ માણસ નહોતું. માત્ર સતીશ્ચંદ્ર અહી તહી કાંઇ હાકહોક કરતો હતો તેણે પ્રથમ પોતાની માતાના હાથમાથી રૂમાલ ખુચવી લેવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેણે તે મજબુત રીતે પકડયો હતો તેથી તે નિકટમાંજ પડેલાં એક વ્યાઘ્રનાં ચિત્ર પાસે ગયો અને વ્યાઘ્રની ડોકી મચરડી નાખવા લાગ્યો. થોડે દૂર એક બિલાડી પોતાના પંજા આગળ કરી તે ઉભય માતા પુત્ર પ્રતિ અનિમિષ નેત્રથી જોતી બેઠી હતી. તેનો સ્વભાવ ઘણો ગંભિર લાગતો હતો. તેની મુદ્રા પરથી તે હલકા સ્વભાવની હોય એવી લાગતી નહોતી. તે જાણે નીચે લખ્યા પ્રમાણે પોતાના મનમાં બોલતી હોય એવી લાગતી હતી "માનવીની અવસ્થા ઘણી ભયંકર છે. તેમનાં મન નિરંતર વેલબુટ્ટા કાઢવામાં અથવા ઢીંગલીઓ સાથે રમવામા અથવા એવાજ કોઇ ગાંડપણના ધંધામાં રોકાયલાં હોય છે. પરંતુ સારાં કામો કરવાં, કિંવા બિલાડીને સારૂં અન્ન આપવું એવા વિચાર તો એમના મન-

માં કદિ આવતાજ નથી. ભવિષ્યમાં એમનું શુ થશે તેની મને મોટી ચિન્તા છે. "

એક પતંગીઉં ખોલીમાથી બહાર નીકળી આમતેમ હિડતુ હતું. જ્યા સતીશ્ચદ્ર ખાવા બેઠો હતો ત્યા માખો ધુ ધું કરી રહી હતી. કીડીઓ અનાજના સૂક્ષ્મ કણ મુખમાં પકડીને પોતાના નિવાસ તરફ લઇ જતી હતી. હવે મનુષ્ય જાતીનો સ્વભાવ સુધારવાનો કાઇ ઉપાય નહિ જડવાથી બિલાડી નિરાશ થઇ એક દીર્ઘશ્વાસ છોડી ધીમે ધીમે ત્યાંથી ચાલી ગઇ. પતગને તે ખોલીમા કાઇ ભક્ષ્ય નહિ મળવાથી તે પણ બહાર ઉડી ગયો. પછી કમળા પણ ઘણી વાર સુધી કામ કરવાને લીધે થાકી ગઇ. આથી તેણે સોય દોરો, રૂમાલ એ સર્વ ચીજો નીચે જમીનપર મુકી દીધી અને સતીશ્ચંદ્રની સાથે બોલવાના ઉદ્દેશથી તેના તરફ પોતાનું મુખ ફેરવ્યુ. તે બોલી:—

" અલે માલા બાલુડા ! પુરુષ ઓફીસમાં જાય છે તે શા માટે કહે જોઉં ? "

સતીશ્ચંદ્ર બાલભાષામાં બોલ્યો " શ્લી, શ્લી, શ્લી, શ્લી. "

" મારા લાડકડા, તું ઓફીસમાં જઇશ નહિ. હં "

" હંમા ! હંમા ! "

" હંમા એટલે શુ ? તું હમા કહેવરાવવાને ઓફીસમાં જવાનો છે કે ? બિલકુલ જઇશ મા. નહિ તો તારી બાયડી પાછળ રડતી બેસશે. "

સતીશ્ચંદ્ર 'બાયડી' નો અર્થ 'બાવો' એવો સમજ્યો. કારણ કે જ્યારે તે ખુબ રડવા માંડતો ત્યારે કમળા તેને 'બાવો આવશે અને તને મારશે " એમ કહીને બ્હીવરાવતી હતી. આથી તે બોલ્યો

" બાવો માલશે "

કમળા બોલી " યાદ રાખ ત્યારે, જો તું ઓફીસમાં જશે તો બાયડી મારશેજ તને "

આ પ્રકારે મા દિકરાનું વિનોદી સંભાષણ ઘણીવાર સુધી ચાલ્યું એટલામાં એક દાસી આંખ ચોળતી ચોળતી ત્યાં કમળા પાસે આવી અને તેને એક પત્ર આપ્યો. કમળા એ તે પત્રપર ઉપર ટપકે દ્રષ્ટિ નાંખી તો તેને તે પત્ર સૂર્યમુખીના તરફથી આવેલો જણાયો. પછી તેણે તે પત્ર ધ્યાન પૂર્વક બે વખત વાંચી જોયો. તે પત્ર વાંચીને તે સ્તબ્ધ અને ઉદાસ થઇ. તે પત્ર આ પ્રમાણે હતો.—

" મારી પ્રિય ભગિની સમાન સૌ. કમળા બાઇ !

બ્હેન ! તમે કલકત્તા ગયા પછી મને વિસરી ગયાં છો નહિ તો તમારા તરફથી મને એકજ પત્ર કેમ મળ્યો હોત ? શું તમને ખબર નથી કે તમારા આરોગ્યના વર્તમાન મારા પર વારંવાર લખી જણાવો તો સારૂં એવી મારી નિરંતર ઇચ્છા હોય છે ? અસ્તુ તમને કુંદા વિષેની હકિકત જાણવાની ઉત્કંઠા હશે માટે કહું છું સાંભળો કુંદા મળી. આ સાંભળી તમને ઘણો આનંદ થશે. ઘર ધણી ( નગેંદ્ર ) કુંદાની સાથે લગ્ન કરવાની તૈયારીમાં છે. આ લગ્ન સંબંધી સર્વ વ્યવસ્થા મેં સ્વતઃ કરી છે. વિધવાવિવાહ કરનારને શાસ્ત્ર તરફથી છુટ મળેલીજ છે તો પછી હવે તેને બીજી હરકત શી રહી ? અને તેને પુછનાર પણ કોણ છે ? એક બે દિવસમાં લગ્ન વિધિ થઈ જશે. પરંતુ તમારાથી કાંઇ આ સમારંભમાં ભાગ લઇ શકવાનો નથી. કારણ કે તમે આટલા ટુંકા વખતમાં અહીંઆં આવી શકશો નહિ, નહિતો તમને તેડવાને માટે માણુસ મોકલ્યો

હોત. જો તમારાથી આવવાનું બની શકે તો રૂતુ શાંતિને દિવસે પણ આવજો. તમને મળવાની મારી ઘણી ઇચ્છા છે. રૂતુ શાંતિનો દિવસ હજી નિશ્ચિત થયો નથી. તે નિશ્ચિત થશે એટલે હું તમને લખી જણાવીશ, ત્યારે જરૂર આવજો. એજ, કામકાજ ફરમાવશો."

કમળા આ પત્રનો અર્થ જરા પણ સમજી શકી નહિ. ત્યાંથી તે સતીશ્ચંદ્રનો મત પુછવા માટે તેની પાસે ગઇ. તે ત્યાં પાસેજ એક ટેબલ નીચે હાથમાં એક ન્હાનકડું પુસ્તક લઇ તેના ખુણા કરડતો બેઠો હતો કમળાએ તેને તે પત્ર વાંચી બતાવ્યો અને તે બોલી "સતુ! આ પત્રનો અર્થ શું છે તે કહે જોઇએ ? "

સતીશ્ચંદ્રને તો આ સર્વ ઠઠ્ઠાજ લાગ્યા તે તરતજ ઉભો થઇને પોતાની માને ચુંબન કરવાને તૈયાર થયો. પછી આ પુત્ર પ્રેમ આગળ કમળા થોડીવાર સુધી સૂર્યમુખીને વિસરી ગઇ, પરંતુ તરતજ તેને તેના પત્રનું સ્મરણ થયુ અને તે પોતાના મનમાં વિચાર કરવા લાગી. "આ કામ શતીશ્ચંદ્રની શક્તિ બહારનું છે. માટે આ કામમાં તો તેમનીજ ( શ્રીશ્ચંદ્રનીજ ) મદદ લેવી જોઇએ. તે હમણાં નહિ આવશેકે ? આવ ભાઈ, ચાલો આપણે રૂસણું લઇએ."

શ્રીશ્ચદ્ર ઓફીસમાંથી વેળાસર ઘેર આવ્યો, અને પોતાની ખોલીમાં જઇ પોશાક બદલી જરા વિશ્રાંતિ મેળવવાને માટે કોચપર બેઠો. કમળા શતીશ્ચંદ્રને હાથમાં લઇને ધમ દઇને કોચપર બેઠી. આ સર્વ પ્રકાર જોઇ શ્રીશ્ચંદ્ર કિંચિત્ હસ્યો અને હાથમાં હુક્કો લઈ દૂર એક ખુરશીપર જઈ બેઠો. ધીમે ધીમે હુક્કો તાણતો તાણતો તેને સાક્ષીભૂત ગણી તે બોલ્યો "અરે હુક્કા ! તારા ઉદરમાં શીતળ પાણી છે, પરંતુ તારે મસ્તકે અગ્નિ છે. માટે તું સાક્ષી થા. અને



જે કોઇ ગુસ્સે થયું હોય તેને મારી સાથે વાત કરાવ નહિ તો હું તને ઘણીવાર સુધી તાણતો બેસીશ."

આ સાંભળી કમળા ઉઠી અને કિંચિત્ ક્રોધથી પોતાનાં કમળ સમાન નેત્રો તેના તરફ ધરી બોલી "આપ હુકો તાણો છો ત્યાં સુધી આપની સાથે બોલવામાં કાંઇ ફાયદો નથી. કારણકે આપનું ધ્યાન સર્વ તેમાં હોવાથી આપ મારા બોલવા પ્રત્યે જરા પણ લક્ષ આપશો નહિ." પછી તેણે હુક્કો પકડી તેના હાથમાંથી ખુંચવી લઇ એક તરફ મુકી દીધો

તત્પશ્ચાત્ તેણે મર્યમુખીનો પત્ર શ્રીગુચ્ચંદ્રના હાથમાં આપ્યો અને કહ્યુ.--

"આ પત્રનો અર્થ મને બરાબર સમજાવવો જોઇએ, નહિ તો આપનો પગાર કાપવામા આવશે."

શ્રીગુચ્ચંદ્ર બોલ્યો "માત્ર આવતા મહિનાનો જ પગાર મને પ્રથમ આપ એટલે હું એનો અર્થ સમજાવીશ"

ત્યારે કમળા પોતાનુ મુખ તેનાં મુખની પાસે લઇ ગઇ અને પછી શ્રીગુચ્ચંદ્રે પોતાને જેટલા રૂપિઆ જોઇતા હતા તેટલા ગણી લીધા પત્ર વાંચ્યા પછી તે બોલ્યો:--

"આ કેવળ ઠઠ્ઠા કરવામાં આવ્યા છે."

"ઠઠ્ઠા કયા? પત્રમાંની વિગત કે આપ બોલો છો તે?"

"પત્રમાંની વિગત."

"હું આપને એકદમ બરતરફ કરૂં છું. આપનામાં એક ફુટી કોડી જેટલી પણ અક્કલ નથી એમ મને લાગે છે. સ્ત્રી ઠઠ્ઠા કરે એવો આ વિષય છે કે?"

"એમ બનવું સર્વથા અશક્ય છે."

"મને તો એ સર્વાંશે સત્ય લાગે છે."

"સાવ ખોટું. એમ કેમ થાય વારુ?"

"આ પ્રમાણે લગ્ન કરવાનો મારા બંધુનો પ્રથમથીજ આગ્રહ છે"

"શ્રીશચંદ્ર થોડીવાર સુધી મનન કરીને બોલ્યા" મને આમાં કાંઇ સમજ પડતી નથી તારું શું કહેવુ છે? હુ નગેંદ્રપર પત્ર લખું એમ તારું કહેવું છે?"

"હા તેના પર પત્ર લખવો જોઇએ"

ત્યારે શ્રીશચંદ્રે મનમાં થોડો બડબડાટ કરી પત્ર લખ્યો. નગેંદ્રે તેનાપર નીચે પ્રમાણે ઉત્તર મોકલ્યો:—

"તમે મારો તિરસ્કાર કરશો નહિ. પરંતુ મારી આવી પ્રાર્થનાનો શુ ઉપયોગ થનાર છે? જે તિરસ્કારાર્હ હોય તેનો તિરસ્કાર થવોજ જોઇએ. હું તો આ લગ્ન કરવાનોજ છુ. આખુ જગત મારો બહિષ્કાર કરશે તોપણ હું આ લગ્ન કરીશ. નહિતો હું ગાંડો થઇ જઇશ. હવે હું આ બાબતમાં કોઇની પરવા રાખતો નથી. નિશ્ચય થયો તે થયોજ. આથી વધુ કહેવાનુ હવે કાંઇ રહ્યું નથી. આપ સમજી શકશો કે અત્યાર પછી મારું મન ફરવવાનો પ્રયત્ન કરવો નિરર્થક છે. એમાં કાંઇ નિષ્પન્ન થનાર નથી. પરંતુ જો આપને એ સંબધમાં કાંઇ કહેવુ હોય તો વાદવિવાદ કરવાને હું તૈયાર છુ. વિધવા વિવાહ શાસ્ત્ર વિરુદ્ધ છે એમ જો કોઇ કહે તો હું તેને પંડિત વિદ્યાસાગરના નિબંધ વાંચવા આપીશ. આવો મોટો વિદ્વાન જ્યારે વિધવાવિવાહ શાસ્ત્રસમ્મત છે એમ પ્રતિપાદન કરે છે ત્યારે

તેની વિરુદ્ધ બોલવાને કોણ સમર્થ છે ? અને આપ કહેશો કે "વિધવાવિવાહને શાસ્ત્રની સમ્મતિ છે, પરંતુ તેને સમાજનો ટેકો નથી અને જો તમે આ લગ્ન કરશો તો જ્ઞાતિથી બહિષ્કૃત થશો" તો એના ઉપર મારો પ્રત્યુત્તર એ છે કે "ગોવિંદપુરમા મારો બહિષ્કાર કરવાની કોની છાતી છે ? અહીંઆં આખી સમાજજ જ્યારે મારે તાબે છે ત્યારે આ સ્થળે અને બહિષ્કૃત કરનાર કોણ રહ્યો ?" તથાપિ જો આપની ઇચ્છા હોય તો હું મારૂં લગ્ન ગુપ્ત રીતે કરીશ. તેનો ગંધ પણ કોઇને નહિ આવવા દઉં પરંતુ પ્રથમથીજ આપ વિઘ્નો ઉપસ્થિત કરશો નહિ. આપ કહેશો કે પુર્નવિવાહ નીતિ વિરુદ્ધ છે તો હુ પુછુ છુ કે તે નીતિ વિરુદ્ધ છે એમ આપ શા ઉપરથી કહો છો ? એ આપ અગ્રેજ લોકોના તરફથી શીખ્યા છો. આવી સમજ પ્રાચીન કાળમા આ ભરતખંડમાં નહોતી. ખુદ અગ્રેજ લોકોનાં શાસ્ત્રમાં એ કલ્પના જણાવી છે કે ? એ કલ્પના તેમણે કેવળ મોઝીઝના ધર્મશાસ્ત્રમાથીજ લીધી છે, પરંતુ મોઝીઝનું ધર્મશાસ્ત્ર ઇશ્વર પ્રણીત છે એમ તો આપ માનતા નથી. તોપછી એક પુરુષ બે સ્ત્રીઓની સાથે લગ્ન કરે એ કાર્ય નીતિ વિરુદ્ધ છે એમ આપ કેમ કહો છો ? તમે કહેશો કે જો એક પુરુષ બે સ્ત્રીઓની સાથે લગ્ન કરે તો એક સ્ત્રીએ બે પુરુષોની સાથે લગ્ન શા માટે કરવું નહિ આનો હું એવો ઉત્તર આપું છું કે એક સ્ત્રીને બે પુરૂષોની સાથે લગ્ન કરવાથી જે દુઃખ ઉદ્દભવે છે તે એક પુરુષને બે સ્ત્રી પરણવાથી ઉદ્દભવનાં નથી. જો એક સ્ત્રીને બે પતિ હોય તો તે ઉભયદ્વારા તેને જે બાળકો ઉત્પન્ન થાય તેનું પાલન પોષણ કોણે કરવું તે વિષે ભાંજગડ ઉભી થાય. અમુક બાળકનો પિતા કોણ

તેની ખાત્રી ન થવાથી બાળકોમાં ઐક્યભાવ જરા પણ રહે નહિ. અને પરિણામે અવ્યવસ્થા ઉત્પન્ન થાય. પરંતુ એક પુરુષને બે સ્ત્રીઓ હોય તેથી તેને આવી અવ્યવસ્થા થવાની ભીતિ રહેતી નથી. સ્ત્રી બે પતિ કરે તે વિષે બીજી અનેક હરકતો જણાવી શકાય એમછે એકંદરે સમાજને જે હાનિકારક હોય તેજ નીતિ વિરુદ્ધ ગણાય છે. એક પુરુષને બે સ્ત્રીઓ હોય એ આપને નીતિ વિરુદ્ધ લાગતું હોય તો તે દ્રષ્ટાંતોથી સિદ્ધ કરી આપો. આપ કહેશો કે તેથી કુટુંબમાં ટંટા ઉત્પન્ન થાય છે. આ વાતનો હું સ્વિકાર કરૂં છું. પરંતુ ઘડીવાર મારોજ દાખલો લો મને પુનર્વિવાહ કરવાનું એક સબળ કારણ છે મારે સંતાન નથી. હું મુઓ કે મારી પાછળ આ કુળનું નામ પણ રહેનાર નથી. હું બીજીવાર લગ્ન કરૂં તોજ સંતાનોત્પત્તિ થવાની આશા બંધાય. તો પછી હું જે કરૂં છું તે ગેરવાજબી કેમ કહેવાય ? અડચણ જોવા જોઇએ તો માત્ર સૂર્યમુખીની છે. તેને નવીન શત્રુ ઉત્પન્ન કરીને ત્રાસ શામાટે આપવો ? આનો ઉત્તર એ છે કે તેને આ કાર્યથી તલ માત્ર પણ ત્રાસ પહોંચવાનો નથી. તેણે પોતાની જાતેજ મને એમ કરવાની સૂચના કરી છે અને લગ્નની સર્વ તૈયારી પણ તેણેજ કરી છે. આ માટે તે ઘણીજ ઉત્સુક છે. તો પછી હવે શી હરકત રહી ? અને હું દોષપાત્ર શાથી થયો ?"

પત્ર વાંચવાનું કામ પૂરૂં થયા પછી કમલા બોલી "હવે આપ તેનો શો દોષ કાઢશો ? હવે મારૂં તો કહેવું એ છે કે આપ સર્વ કામની ઝટ વ્યવસ્થા કરી લ્યો. આપને ગોવિંદપુરજ જવું પડશે."

"પરંતુ આપણા જવાથી લગ્ન બંધ રહેશે કે ?"

કમળા બોલી "જો તે લગ્ન કરવાનું માંડી નહિ વાળશે તો

હું તેના ચરણમાં જીવ આપીશ. ”

“ છટ, જૂઠું. તારાથી તેમ કાંઇ બની શકનાર નથી.

પરંતુ આપણે જઇ તે નવી બાયડીને અહીંઆં તેડી લાવીશુ પછી શુ થાય છે તે જોઇશુ. ”

પછી બન્ને જણે ગોવિંદપુર જવાની તૈયારી કરવા માંડી બીજે દિવસે પ્રાતઃકાળમાં તે ઉભય નાવમાં બેસી જલપર્યટન કરવા લાગ્યાં. વખતસર તેઓ ગોવિંદપુર જઇ પહોંચ્યાં. ઓવારાપર તેમને સત્કાર કરવાને માટે દાસ દાસીઓ આવ્યા હતાં તેઓ નગેંદ્રનાં મકાનમાં આવ્યાં ત્યારે કેટલાંક માણસો તેમને મળ્યાં તે પતિ પત્નિ ઉભય લગ્ન થઇ ગયાં કે નહિ તે જાણવાની ઉતાવળમા પડયાં હતાં. પરતુ તે બેમાથી એક પણ કોઇને તે વિષે કાંઇ પૂછી શકયુ નહિ. કારણુ સ્પષ્ટજ છે. આવી બાબત વિષે પરકીય માણસોને કાંઇ પૂછપરછ થઇ શકે વારુ. ?

કમળા હવેલીમાં પ્રવેશતાંની સાથેજ પ્રથમ ધાઇ ધાઇને અંતર્ગૃહમાં ગઇ. આ વખતે તે શતીશ્ચંદ્રને પોતાની સાથે લેવાનું વિસરી ગઇ. તે પાછળ પાછળ તેવોજ અથડાતો ચાલ્યો. કમળાએ અસ્પષ્ટ પણે અને બ્હીતાં બ્હીતાં દાસીઓને પૂછયુ “ સૂર્યમુખી કયાં છે ? ” લગ્ન થઇ ગયાં છે અથવા સૂર્ય મુખી મૃત્યુ પામી છે એમ કોઇ કહેશે, એવો કોઇ જવાબ દેશે એવી કમળાને મોટી ભીતિ હતી, પરંતુ દાસીઓએ જવાબ આપ્યો કે “ બાઇ સાહેબ પોતાનાં શયન મંદિરમાં છે. ” આ સાંભળી કમળા તરતજ ત્યાં ગઈ. ક્ષણભર તેણે આમ તેમ દ્રષ્ટિપાત કર્યો, પરંતુ તેને કોઈપણ માણસ કયાંય પણ જણાયુ નહિ. અંતે તેને એક બારી ખડકી આગળ મસ્તક અવનત કરીને બે-

ટેલી જણાઈ. કમળાને તેનું મુખ બરાબર દેખાતું નહોતું. પરંતુ તે સૂર્યમુખીજ છે એમ તેણે જાણ્યું, કમળાનાં પગલા વાગતાંજ સૂર્ય-મુખી ત્યાંથી ઉઠી અને જરા આગળ આવી. હજી પણ લગ્ન થયુ કે નહિ તે પૂછવાની કમળાની હિમ્મત ચાલી નહિ. સૂર્યમુખી અતિ કૃશ થયેલી જણાઈ તેના શરીરમા માત્ર અસ્થિ ચર્મ શેષ રહેલા હતાં. તેનો સીધો અને સરળ બાધો હમણા ધનુષ્યાકૃતિ બનેલો હતો. તેનુ કમળ સમાન મુખ સર્વથા નિસ્તેજ અને મ્લાન થયેલુ હતુ તેની આ સ્થિતિ જોઈ કમળાને લાગ્યુ કે લગ્ન ખરેખર થઇ ગયાં છે, આથી તેણે સૂર્ય-મુખીને સ્પષ્ટપણે કહ્યું "બહેન ! લગ્ન કયારે થયુ ?" "કાલે."

પછી આ બન્ને જણી નીચે ભૂમિપર બેઠી, પરંતુ કોઇ બોલે નહિ. સૂર્યમુખીએ પોતાનુ મુખ કમળાના પાલવ નીચે ઢાકયુ અને તે રોવા લાગી. ત્યારે કમળા પણ તેની સાથે રડવા લાગી તેના અશ્રુ સૂર્યમુખીના છુટા કેશ ઉપર ટપટપ પડવા લાગ્યા.

આ તરફ દિવાનખાનામાં નગેંદ્ર એકલોજ બેઠો હતો. તે વખતે તેના મનમાં શું ઘોળાતું હતું વારુ ? તેના મનમાં વારંવાર આ વિ-ચાર આવતો હતો કે 'કુંદ નદિની ! લાડકી કુંદા, હવે તું મારીજ છે કુંદા મારીજ સ્ત્રી છે. અહા હા ! કુંદા ! કેવું સુદર નામ છે ! તે હવે મારીજ છે."

શ્રીશચંદ્ર હવેલીમાં આવ્યો કે તરતજ તે દિવાનખાનામાં નગેંદ્ર-ની પાસે ગયો, પરંતુ નગેદ્ર તેની આગળ એક શબ્દ પણ બોલી શકતો નહોતો. તે મનમાં માત્ર એટલુજ બોલતો હતો કે "સૂર્ય મુખીએજ ઉતાવળ કરીને મારૂં આ લગ્ન કરી દીધુ છે. તો પછી આ અનુપમ સુખનો ઉપભોગ લેવામાં મને કોણ હરકત કરનાર છે ?"

સંધ્યાકાળે જ્યારે કમળા અને સર્યમુખી નો ઉભયનું દુઃખ કાંઈક ઓછું થયું ત્યારે સર્યમુખીએ કમળાને આરંભથી અંતપર્યંત લગ્નની સર્વ હકિકત કહી સંભળાવી. તે સાંભળી કમળાને ઘણું આશ્ચર્ય લાગ્યુ અને તે બોલી "બ્હેન ! ત્યારે આ લગ્ન તારી ખટપટથીજ થયું છે ને ? આવું કામ કરીને તું તારે હાથે કરીને તારૂં પોતાનું સુખ ખોઈ બેઠી, આના તેં તારો ફાયદો શું જોયો ?"

વૃષ્ટિ થયા પછી વિદ્યુત ચમકે છેજ પરંતુ તેનો પ્રકાશ સર્વથા મંદ પડે છે, તદ્વત સૂર્યમુખી કિંચિત હસી અને બોલી "બ્હેની ! હું કોણ લગ્નની ગોઠવણ કરાવી આપનાર ? હું તે કોણ ? તમારા બંધુનાજ મુખનું અવલોકન કરોને ! આનંદ અને સુખના યોગથી તે કેવું તેજ.પુંજ અને પ્રકાશિત દેખાય છે ! આ ઉપરથી તેમને કેટલો હર્ષ થયો છે તે તમે સહજ સમજી શકશો. આટલા દિવસ સુધી મેં એમને ઉદાસ અને દુઃખી જોયા, તેનું કારણ શું છે તે હું નહિ સમજતી હઈશ ? એમની ઉદાસી અને દુઃખનો નાશ કરવાને માટેજ મેં આ કાર્ય કર્યું જો હું તેમને સુખી નહિ જોઉં તો મને પોતાને સુખ કયાંથી મળે ? ઘડી ભર હું તેમને ઉદાસ થયેલા જોતી ત્યારે મને એમ થઈ આવતું કે ભલે મારો જીવ જાય તેની હરકત નહિ પરંતુ એમને તો સુખનું સાધન આણી આપીશ. જો એમને ઝુરતા અને સર્વસંગપારિત્યાગ કરી તીર્થયાત્રા કરવા જવાને તૈયાર થયેલા જોઈને સ્વસ્થ બેસી રહી હોત તો તેથી મને શું સુખ થયું હોત વારૂ ! એઓજ મારાં સર્વ સુખનું નિધાન છે ઈશ્વરે આ દેહ કેવળ તેમનાજ સુખને માટે નિર્માણ કરી છે. માટે મારો ધર્મ એજ છે કે તેમને જેથી સુખ થાય તે કાર્ય મારે કરવું.

પછી તેમ કરતાં મારો જીવ જાય તે પણ બહેતર. તે સુખી તો હું પણ સુખી આવા વિચાર કરી મેં તેમને કહ્યું "પ્રાણેશ્વર! જેમા આપને સુખ મળે તેમ હોય તેમા મને પણ સુખ છે આપ કુંદાની સાથે લગ્ન કરો એથી મને ઘણો આનંદ થશે." મારા આ પ્રમાણે કહેવાથી તેમણે તેની સાથે લગ્ન કર્યું."

"પાછી અને તેથી સુખ થયુ છે કે?"

"પુનઃ તમે મને મારાં સુખને માટે શા માટે પૂછો છો? હું કોણ? સ્ત્રીઓએ પોતાનાં સુખ તરફ શા માટે લક્ષ આપવું જોઇએ? જો પાપાણપર ચાલતાં તેમના પગને દુઃખ થતુ જણવામાં આવે તો તે ઠેકાણે મારૂં શરીર મૂકવું એજ મારો ધર્મ છે. "બોલો, હવે બીજું તમે શું પૂછો છો?"

આ પ્રમાણે બોલી સૂર્યમુખી અલ્પ સમય પર્યંત સ્તબ્ધ રહી. તેણે પોતાનું મસ્તક અવનત કર્યું તેણે પોતાની સાડીના પાલવ વતી આંખમાંનાં અશ્રુ લુછી નાંખ્યાં. એટલામાં એકાએક કાંઇ વિચાર આવ્યો હોય તેમ તેણે મુખ ઉન્નત કરી પૂછયું.--

"કમળા બ્હેન, એક દેશમાં પુત્રીઓને જન્મ થતાંની સાથે ઠાર મારે છે ને!"

કમળા તેના હૃદયનો ભાવ જાણીને બોલી "કોઇ દેશમાં મારતા હશે. આપણે તેની સાથે શું કામ છે? જેના ભાગ્યમાં જે લખ્યું હોય તે પ્રમાણે બને છે."

"જેવું મારૂં ભાગ્ય તેવું અન્ય કોનું હોઇ શકે? મારા જેવું ભાગ્યવાન મનુષ્ય પ્રાણી કોણ હતું? મારા પતિના જેવા પતિ

કોઈને મળ્યા હોત કે ? રૂપ, ગુણ, દ્રવ્ય વગેરે જે સર્વ વસ્તુઓ મારા પતિની પાસે છે તે બીજા કોઈની પાસે નહિં હોય. રૂપ અને દ્રવ્ય એ તો ક્ષુલ્લક બાબત છે, પરંતુ તેમના ગુણની તોલે તો કોઈ આવી શકે એમ નથી. મારે શી ન્યૂનતા હતી ? મારૂ ભાગ્ય કેવું બળવાન હતું ? પરતુ હવે મારી સ્થિતિ કેમ બદલાઈ ગઈ હશે ?"

"એ પણ તારૂં નશીબજ"

"હવે મને અત્યત દુ:ખ થાય છે."

"બ્હેન ! હમણાં તું કહેતી હતીકે પતીનું મુખ સુપ્રસન્ન થયેલુ જોઈને મને સુખ થાય છે અને પુનઃ તુંજ કહે છે કે મને બહુ દુઃખ થાય છે. ત્યારે આ બન્ને વાતમાં ખરી વાત કયી ?"

બન્ને વાત ખરી છે. તેમને સુખી થયેલા જોઈને મને સુખ થાય છે એ વાત ખરી, પરંતુ તેમણે મારો તિરસ્કાર કરવો જોઈએ નહિ અને મારો તિરસ્કાર કરવાથી પણ તેમને એટલો આનંદ થાય છે કે—" તે અબળા બોલી શકી નહિ. તેનો કંઠ રૂંધાઈ ગયો.

કમળા તેના બોલવાનો ભાવાર્થ મનમાં સમજી બોલી "જો એ કારણથી તું તારા હૃદયમાં દગ્ધ થતી હોય તો હું કોણ, મારો શો હિસાબ ? એમ શા માટે કહે છે ? જો તુ તારા પ્રાણની પણ દરકાર નહિ રાખતી હોયતો પછી પશ્ચાતાપ શા માટે કરે છે ?"

"હું પશ્ચાતાપ કરતી નથી. મેં જે કર્મ કર્યુ છે તે યોગ્ય જ કર્યું છે. એમાં જરા પણ સંશય નથી. તેને માટે જરાપણ મારૂં મન દુભાતું નથી. પરંતુ મરણમાં યાતના થોડી હોય છે ? મને લાગ્યુ કે હવે મારે સંસાર પ્રત્યે જરાપણ લક્ષ આપવું નહિ. પછી તેઓ તેમને ફાવે તેમ કરે. એટલા માટે મેં જાણી જોઈને સંસારી કાર્યોનો બોજો

ઓછો કરી નાંખ્યો. તોપણ દુઃખ સંભારીને હું તમારી આગળ રડું પણ નહિ કે ?"

હવે કમળાએ સૂર્યમુખીનું મસ્તક પોતાનાં હૃદયસરસું દાબ્યું. તે ઉભયના મનમાં પ્રેમનો કેવો ઉમળકો આવ્યો હશે અને કેવા વિચારો ઉદ્ભવ્યા હશે તે પાઠક ગણને સ્પષ્ટપણે દર્શાવવાને માટે અમારી પાસે પુરતી સામગ્રી નથી. પરંતુ માત્ર એટલુંજ કહેવું બસ થશે કે તે વખતે તે ઉભય વચ્ચે માત્ર અંતઃકરણ દ્વારાજ વાર્તાલાપ થયો. કમળાને સૂર્યમુખીની ખરી દીનાવસ્થા સમજાઇ અને સૂર્યમુખીની પણ ખાત્રી થઇ કે એણે મારૂં દુઃખ બરાબર રીતે જાણ્યું છે

સૂર્યમુખીએ અંતે કમળાને કહ્યું "જવાદો, બળી એ વાત પરંતુ પ્રથમ સતીશ્ચંદ્રને અહીંઆં તેડી લાવો મને તેની સાથે વાત કરવા દો. તેની સાથે બોલવાનો મારો ઘણો ભાવ છે" ત્યાર પછી કમળા અને સૂર્યમુખીની વચ્ચે શ્રીશચંદ્ર, સતીશ્ચંદ્ર તેની વિદ્યા, યજ્ઞોપવિત, લગ્ન વગેરે સંબંધે ઘણી વાતચીત થઇ આ રીતે વાતચીતમાં મધ્ય રાત્રિ વહી ગઇ. પછી સૂયમુખીએ કમળાને અતિ પ્રેમથી દ્રઢાલિંગન દીધું અને સતીશ્ચંદ્રને પોતાના ખોળાપર લઇ તેને પણ ચુંબન કર્યું.

કમળા જ્યારે ઉઠીને નિદ્રા લેવા જવા લાગી ત્યારે સૂર્યમુખીની આંખમાંથી પુનઃ અશ્રુધારા ચાલવા લાગી તેણે સતીશ્ચંદ્રને પોતાના હૃદય સરસો દાબ્યો અને તેનાં મુખપર હાથ ફેરવી આશિર્વાદ દઇ બોલી "બાલુડા શતાયુષી થાઓ, અને મામાની પેઠે સર્વ ગુણસંપન્ન થાઓ. આથી વધારે સારો આશિર્વાદ આપવાની મારામાં શક્તિ નથી." આ શબ્દ બોલતાં બોલતાં તેનો કંઠ છેક રૂંધાઇ ગયો.

સૂર્યમુખી ઉક્ત આશિર્વચનો સ્વાભાવિક રીતે ધીમેથી બોલી હતી. પરંતુ તે તેના મુખમાથી અટકી અટકીને બહાર પડતા હતા આવી સ્થિતિ જોઇ કમલાને આશ્ચર્ય લાગ્યુ આથી તે મોટેથી બોલીઃ—

"બ્હેન! તારા મનમા શું છે તે મને કહે."

"મારા મનમાં કાંઇ નથી. હવે મનમા શુ હોય? સર્વ ઇચ્છા પરિપૂર્ણ થઇ છે."

"મારી આગળ કોઇ પણ વાત ગુપ્ત રાખીશ માં."

"તમારી સમક્ષ ગુપ્ત રાખવા જેવી કોઇ પણ વાત મારા મનમાં નથી.

તત્પશ્ચાત્ કમલા સ્વસ્થ થઇ પોતાની ઓરડીમાં સુવા ગઈ. તેની સાથે અસત્ય ભાષણ કરવામાં સૂર્યમુખીનો એક હેતુ હતો. તે પ્રાતઃકાળમા કમળાના સમજવામા આવ્યો. મળસ્કામાં તે પુન સૂર્યમુખીને મળવાને માટે તેની ઓરડીમા ગઇ. ત્યાં સૂર્યમુખી નહોતી પરંતુ તેની સ્વચ્છ શય્યાપર એક પત્ર પડેલો તેના જોવામાં આવ્યો. આ પત્ર જોઇને કમળાના હૃદયમાં ધ્રાસ્કો પડયો તે પત્ર વાંચ્યા વિનાજ તેને તેમાંની હકિકત સમજાઇ ગઇ. તેની ખાત્રી થઇ કે સૂર્યમુખી મકાન છોડીને ચાલી ગઇ છે તેને તે પત્ર વાંચવાનુ મન થતું નહોતું, તેથી તેણે તે પત્રને દાબીને પોતાના હાથમાં પકડયો. પછી તે પોતાનાં કપાળપર હાથ મુકીને શય્યાપર બેઠી અને મોટેથી બોલી "હાય! મેં કેવી મૂર્ખતા કરી! કાલે રાત્રે જ્યારે હું નિદ્રા લેવા ગઇ ત્યારેજ તેના બોલવાપરથી મને સંશય આવ્યો હતો. તે છતાં પણ હું અભાગિની તેને એકલી મૂકીને શા માટે ગઇ?" આ પ્રમાણે બોલી તે રોવા લાગી. આ દૃશ્ય જોઇ સતીશ્ચંદ્ર પણ તેની સાથે ઉભો રહી રોવા

લાગ્યો. તે દુઃખનો ઉભરો નીકળી ગયા પછી કમળા તે પત્ર ઉઘાડી વાંચવા લાગી. તે પત્રમાં નીચે પ્રમાણે લખેલું હતું:--

"કમળા બ્હેન ! કાલે રાત્રે હું તમારી સાથે અસત્ય બોલી તે માટે મને ક્ષમા કરો. મારા મનમાં ઘણોજ ઉદ્વેગ થયો હતો તેથી મેં તેમ કીધું હતું. જે દિવસે મે પતિના મુખમાંથી એવાં વચનો સાંભળ્યાં કે "હવે તારૂં મુખ જોવાથી મને જરા પણ સુખ થતું નથી. અને કુંદાને માટે હું ગાંડો થઇ જઇશ. હું જીવ દઈશ" તેજ દિવસે મેં નિશ્ચય કર્યો હતો કે 'મારે કુંદાની શોધ કરી તેને પાછી લાવી એમને સુખી કરવા; અને તેમ કર્યા પછી મારે ઘરનો ત્યાગ કરવો. કારણ કે મારા પતિને કુંદાના પતિ થયેલા મારાથી જોઇ શકાશે નહિ ' હવે આ સર્વ કાર્ય મે કર્યાં છે.

જે દિવસે લગ્ન થયુ તેજ દિવસે રાત્રે ઘરનો ત્યાગ કરવાનું મારા મનમાં આવ્યુ હતું. પરંતુ જે સુખ પતિરાયને આપવાને માટે મેં મારાં સ્વતઃ ના સુખનો ભોગ આપ્યો હતો તે સુખનો ઉપભોગ લેતાં તેમને એક વખત જોવા એવી મારી ઇચ્છા હતી. વળી તમને મળવાનો પણ મને ભાવ હતો હવે મારા આ બન્ને હેતુ પરિપૂર્ણ થયા છે. મને એક પણ આશા શેષ રહી નથી. આથી હું ઘરનો ત્યાગ કરીને નીકળી છું '

આ પત્ર તમારા હાથમાં આવશે, તેટલા અવકાશમાં હું ઘણે દૂર નીકળી જઇશ. તમને મારી આ યોજના અગાઉથી જણાવી નહિ તેનું કારણ એજ હતું કે તે જાણતાં તમે મને જવા દીધી નહોત. અસ્તુ. હવે તમારા પ્રત્યે મારી એટલીજ પ્રાર્થના છે કે તમે મારી શોધ કરશો મા. પુનઃ કદિ પણ હું તમને મળીશ એવી મને જરા

પણ આશા નથી. જ્યાં સુધી આ ઘરમાં કુંદા છે ત્યાં સુધી હું આ ઘરનું દર્શન કરીશ નહિ. અને તમે મારી શોધ કરશો તોપણ હુ જડનાર નથી હવે હું રંક યાત્રાળુ બની સર્વ તિર્થો કરતી ફરીશ અને ભિક્ષાવૃત્તિમાં મારૂં શેષ આયુષ્ય નિર્ગમન કરીશ હુ ભિખારણને વેષે દેશેદેશ હીંડતી ફરીશ, એટલે મને કોણ ઓળખનાર છે ? વાટખર્ચીને માટે મેં મારી સાથે થોડા પૈસા લીધા હોત, પરંતુ તેમ કરવાની મારી ખુશી નહોતી. મે મારા પતિનો ત્યાગ કર્યો છે માટે તેમના પૈસા પર મારો હક નથી. એટલા માટે મેં પૈસા લીધા નથી.

મારે માટે તમે એક કામ કરજો. મારા પતિના ચરણમા મારા હજારો નમસ્કાર કહેજો. મેં તેમની સાથે દગલબાજી કરી અને મારા આ કાર્ય વિષે તેમને કાંઈ પણ ખબર કરી નહિ તે માટે મને બહુ દુઃખ થાય છે. મેં તેમના ઉપર પણ એક પત્ર લખ્યો હોત પરંતુ બ્હેન હું શુ કરૂં ? તે વખતે મારો હાથ થરથર કંપવા લાગ્યો અને મારાથી જરા પણ લખી શકાયુ નહિ. તેમના ઉપર પત્ર લખવાના ઉદ્દેશથી મેં હાથમાં કાગળ લીધો કે તરતજ મારી આખમાથી અશ્રુધારા છુટવા લાગી અને મને કાંઇ પણ સુઝયુ નહિ. હાથમાંનો કાગળ પણ સઘળો ભીંજાઇ ગયો. તે કાગળ ફેંકી દઈ બીજો લીધા પરંતુ તે પણ ભીંજાઇ ગયો. વળી બીજો લીધો. આ પ્રમાણે ત્રણ ચાર વાર કર્યું, પરંતુ પરિણામ તેનુ તે જ આવ્યુ. અંતે લાચાર થઈ મેં તે કાર્ય પડતું મૂકયુ. માટે તેમને જે જણાવવુ છે તે પત્રમાં લખીને જણાવી શકાય એમ નથી. હવે તમને મારે વિનય પૂર્વક એટલુંજ જણાવવાનું છે કે તમને યોગ્ય લાગે તે રીતે તમે તેમને

આ હકિકત જણાવજો. મેં ક્રોધથી તેમનો પરિત્યાગ કીધો નથી. આ વાત સારી રીતે તેમના મનમાં ઠસાવજો. મને ક્રોધ આવ્યો નહોતો. મને કદિ ક્રોધ આવતો નથી. અને ખાસ કરીને તેમના પર તો હું કદિ પણ ક્રોધ કરીશ નહિ. જો હું તેમના પર ક્રોધ કરૂં તો મને સુખની પ્રાપ્તિ ક્યાંથી થાય ? મેં આજ પર્યંત તેમની એકનિષ્ઠાથી અને સપ્રેમ સેવા કરી છે. જ્યા સુધી હુ આ જગતમાં જીવત છુ ત્યાં સુધી હુ તેમનુ ચિંતન કરતી કરતી કાલક્રમણ કરીશ. હું ઇશ્વ-રને સતત એવી પ્રાર્થના કરતી રહીશકે "હે દેવ ! જે સુખને માટે તેમણે આટલો બધો પરિશ્રમ કર્યો છે તે સુખ તેમને ચિરકાળ પર્યંત આપજે." હું તેમના નામનોજ જય કરતી રહીશ. મારા ઉપર તેમના લક્ષાવધિ ઉપકારો છે, તે હું શી રીતે વિસરી જઇશ વારૂ ? તેઓ મારા હૃદયમાંથી કદિ પણ ખસનાર નથી. તેમના કેટલા ગુણોનુ વર્ણન કરૂં ? તેમના જેટલા ગુણો આ જગતમાં કોઇનામાં પણ નહિ હશે. વસ્તુ સ્થિતિ આવી હોવાથી માત્ર એકજ દુર્ગુણને લીધે જો હું તેમના સહસ્ત્રાવધિ સદ્ગુણો વિસરી જાઉં તો હુ તેમની પત્નિ કહેવાવાને સર્વથા અયોગ્ય ઠરૂં. હવે મેં તેમની પાસેથી છેલ્લી રજા લીધી છે અને એમ કરતાં મારી પાસે જે હતું તે સર્વસ્વ પે' તેમને અર્પણ કર્યુ છે.

તમને પણ હું છેલ્લા રામ રામ કરૂં છું તમારા પતિ અને ચિંરજીવને પ્રભુ દીર્ઘાયુષી કરો. મુજ રંકનો આજ આશિર્વાદ છે. બ્હેન ! તમને અખંડ સુખ મળો અને તમારો ચુડો તથા તમારૂં કુમ્ કુમ્ અખંડિત રહો. મારા મનમાં તમને એક બીજો આશિર્વાદ આ-પવાનો વિચાર થાય છે. અને તે એ છે કે જે દિવસે તમારા પરથી તમારા પતિની પ્રીતિ ઉઠીજાય તેજ દિવસે પરમેશ્વર તમારા આયુ-

પ્યનો અંત કરો. જો કોઇએ મને આવો આશિર્વાદ આપ્યો હોત અને તે આશિર્વાદ ફળીભૂત થયો હોત તો હુ આજ કેટલી સુખી થઇ હોત ? પરંતુ તેમ થયું નહિ. અસ્તુ. પત્ર વિસ્તારને માટે અને તમારી આ દુર્ભાગી ભગિનીના બીજા સહસ્ત્રો અપરાધોને માટે તમે મને ક્ષમા કરશો એવી આશા રાખી હુ આ પત્ર પુરો કરૂ છુ."

---

## ચતુર્દશ પરિચ્છેદ.

જે વિષલતાનાં બીજારોપણથી તે ઠેઠ તેને ફળ આવે ત્યાં સુધીની તેની વૃદ્ધિની સવિસ્તર હકીકત આપવામાં આવી છે તે વિષલતા પ્રત્યેક ઘરમાં મળી આવેછેજ પ્રત્યેક ક્ષેત્રમાં તેનુ બીજારો પણ થઇ શકે છે. મનુષ્ય પ્રાણી ગમે તેટલુ શાણું હોય પરતુ તેનું મન કામ, ક્રોધ, લોભ ઇત્યાદિ પડરિપુના સપાટામા સપડાયા વિના રહેતું નથી. જેનુ મન એમાં ન સપડાય એવો એક પણ માણસ આ જગતમાં મળશે નહિ. કેટલાક માણસોમાં કામ ક્રોધાદિનો વિચાર મનમાં ઉદ્‌ભવતાંની સાથેજ તેનુ દમન કરવાની શક્તિ હોય છે. આવા લોકોનેજ મહાન પુરૂષો કહેવામાં આવે છે. હવે કેટલાક માણસોમાં આવું સામર્થ્ય હોતું નથી. એટલા માટેજ તેમને ત્યાં વિષવૃક્ષની ઉત્પત્તિ થાય છે. મનોનિગ્રહ કરવાની અશક્તિ એજ વિષવૃક્ષનો અંકુર છે. અને એજ અશક્તિ તેની વૃદ્ધિનુ પણ કારણ હોય છે. આ વૃક્ષ ઘણું મજબુત હોય છે. એક વખત તેને ઉત્તમ પોષણ મળ્યું કે પછી તે કદિ પણ નાશ પામતું નથી. અને પછી આપણાથી પણ તેનું નિર્મૂલન થઈ શકતું નથી. વૃદ્ધિ પામ્યું તે પામ્યુંજ. દેખાવમાં તે અતિ સુંદર અને રમણીય લાગે છે. તેનાં ચિત્ર વિચિત્ર પત્રો અને તેની

વિકસિત કળીઓ જોઇને દુરથીજ મન મોહિત થઇ જાય છે. પરંતુ જ્યારે તેનાં ફળ ચાખવામાં આવે છે ત્યારે તે કડુ ઝેર જેવાં લાગે છે. જો કોઈ આ ફળ ખાય છે તે અવસ્ય પ્રાણ ત્યાગે છે.

જુદી જુદી ભૂમિમાં વિપવૃક્ષને જુદાં જુદા ફળો આવે છે. કેટલીક ભૂમિમાં તેને રોગ રૂપી ફળો આવે છે. કેટલીકમાં તેને દુઃખ રૂપી ફળનિષ્પત્તિ થાય છે, કેટલેક સ્થળે દ્રવ્યહાનિ, અકાળ મરણ, વગેરે અનેક પ્રકારનાં ફળો આવે છે. ઇંદ્રિયો સ્વાધીન રાખવાને માટે ઇચ્છા અને શક્તિ એ બે વસ્તુ અવસ્ય જોઇએ છે. શક્તિ તો સ્વાભાવિકજ હોવી જોઇએ. અને ઇચ્છા પણ તૈયાર કરવી જોઇએ. શિક્ષણનાં બળથી સ્વભાવ સુદ્ધાં બદલી શકાય છે. માટે શિક્ષણ એ આત્મ નિગ્રહનુ આદિ મૂળ છે. સાપ્રતમાં શાળાઓમાં પતોછ જેવું શિક્ષણ આપે છે તે પ્રકારનાં શિક્ષણ વિષે અમે બોલતા નથી અમે જુદા પ્રકારનાં શિક્ષણની વાત કરીએ છીએ અને તે શિક્ષણ તે અંતઃકરણનું શિક્ષણ છે. અને અંતઃકરણને શિક્ષણ આપનાર ઉત્તમ શિક્ષક દુઃખ વિના બીજો કોઇ નથી.

નગેંદ્રને આ પ્રકારનું શિક્ષણ કદિ પણ મળ્યું નહોતું. સૃષ્ટિ કર્તાએ તેને આ જગતમાં સર્વ સુખ આપ્યા હતાં. સુંદર સ્વરૂપ, અપાર સંપત્તિ, શારીરિક સ્વાસ્થ્ય, ઉત્તમ વિધા, માયાળુ સ્વભાવ, એકનિષ્ઠ સ્ત્રી આ સર્વ એકજ પુરુષના નશીબમાં ભાગ્યેજ હોય છે. પરંતુ તે સર્વ વસ્તુ નગેંદ્રને ઇશ્વરે ઉદાર હાથે આપી હતી. વળી આથી પણ અધિક મહત્તાની બક્ષીસ તેને એ મળી હતી કે તે આનંદી પ્રકૃતિ ધરાવતો હતો. તે સત્ય પ્રિય અને નિઃસ્પૃહ હોવા

જનાં પણ લોકપ્રિય હતો. તે પરોપકારી, ન્યાયી, ધાર્મિક, વિવેકી, માયાળુ તથા કર્તવ્યદક્ષ હતો. તેનાં માતપિતા જીવત હતાં ત્યા સુધી તે નિરંતર તેમની સેવામાં તત્પર રહેતો હતો. સ્વસ્ત્રી-આસક્ત પરસ્ત્રીપરાંડમુખ, મિત્ર સાથે દયાર્દ્ર, નોકરોની સાથે ગંભીર, આશ્રિતોનો ત્રાતા, શત્રુ પ્રત્યે શાંત, સલાહ આપવામાં શાણો, કાર્યમા વિશ્વાસુ, સભાપણુમા નમ્ર, અને દુઃખોમાં સહનશીલ હતો. આવી વૃત્તિનું સ્વાભાવિક ફળ અચળ સુખ વિના બીજું શું હોય ? નગેન્દ્રને બાળપણથી અચળ સુખ મળ્યુજ હતું. સ્વદેશમાં સન્માન, પરદેશમાં કીર્તિ, સેવાપરાયણ ચાકરો, એકનિષ્ઠ ખેડુતો આ સર્વ વાનાં તેને હતાં. તેનાપર સૂર્યમુખીની એક સરખી, અખંડ, અમર્યાદ અને નિષ્કલંક પ્રીતિ હતી. જો આટલું બધું સુખ તેને ભાગે આવ્યુ નહોત તો આટલુ મોટુ દુઃખ પણ તેનાપર પડયુ નહોત. તેણે કુંદા તરફ સકામ દ્રષ્ટિથી જોયું તે પૂર્વે તે કદિ પણ કામ પાશમાં સપડાયો નહોતો. કારણકે તે પરસ્ત્રીપર પ્રેમ રાખવાની વાતજ જાણતો નહોતો. આથી તેને પોતાની વાસનાનું નિયમન કરવાની કદિ જરૂરજ પડી નહોતી. હવે જ્યારે તેને ઇંદ્રિયદમન કરવાની જરૂર પડી ત્યારે તેનામાં તેમ કરવાની શક્તિ રહી નહિ. યોગ્યતા શિવાય સુખની પ્રાપ્તિ એ હમ્મેશાં દુઃખનું મૂળજ બને છે, અને દુઃખ પડયા શિવાય શાશ્વત સુખ કદિ મળતું નથી

નગેન્દ્ર સર્વથૈવ નિરપરાધી હતો, એમ અમારૂં લેશ પણ કહેવું નથી. તેનો અપરાધ મોટો હતો અને તેટલા માટે તેને સખ્ત પ્રાયશ્ચિત કરવાનો વારો આવ્યો હતો.

આ તરફ સૂર્યમુખી નીકળીને ચાલી ગઈ એવી ખબર પ્રાતઃકા-

ળમાં જ્યારે આગળી હવેલીમાં પ્રસરી રહી ત્યારે તેની શોધ કરેવાને માટે તરતજ ચારે તરફ માણસો મોકલવામાં આવ્યા. નગેંદ્ર, શ્રીશચંદ્ર અને કમલા એ ત્રણે જણે પોતપોતાના જુદાં માણસો તેની શોધ કરવાને માટે મોકલ્યાં મોટાં ઘરની કણબણો પોતાની પાણી ભરવાની ગાગરો એક બાજુ કેંકી દઇ સૂર્યમુખીની શોધ કરવા માટે નીકળી પડી. તેજ પ્રમાણે ચોકીદાર પુર્વીયા પણ પોતાના હાથમા લાંબા જાડા લઠ્ઠ પકડી, શરીરમાં રૂની ગોદડીના ડગલા પહેરી, પગમાં હિંદુસ્થાની જોડા, પહેરી ' કર્ર કર્ર ' અવાજ કરતા નીકળી પડ્યા પુજારીઓ પણ સ્કંધ ઉપર જાડા ખાદીના રૂમાલ નાખી અને ધોતીઆથી કમ્મર મજબુત રીતે બાંધી સૂર્યમુખીની શોધ કરવા ચાલ્યા. નગેંદ્રનાં સગાંઓ પોતાની ગાડીઓ જોડા માગે પડ્યા. ગામના બીજા લોકોએ ખેતરમાં, કોતરમાં અને ઘાટપર તપાસ કરી. કોઇ વૃક્ષ નીચે મંડળાના આકારમાં એકત્રિત થઇ વિચાર કરવા લાગ્યા કોઇ શિવના દેવાલયમાં અને કોઇ દેવીના દેવાલયમાં ગયા. કોઇ શાળામાં તર્કશાસ્ત્રીની પાસે ગયા. અને બીજા કેટલાક એવાજ પ્રકારની માથાફોડ કરવા લાગ્યા. તરુણ અને વૃદ્ધ સ્ત્રીઓ પણ ઘાટપર જઇ પોતાને ફાવે તેવા વિચાર કરવા લાગી. ગામના છોકરાઓને તો રખડવા રઝળવાનું આ એક મોટું બહાનું મળ્યુ. આ ભાંજગડમાં ઘણાં છોકરાં તે દિવસે શાળામાં ગયાંજ નહિ.

પ્રથમ શ્રીશચંદ્ર અને કમલા એ ઉભયે નગેંદ્રનું શાંતવન કર્યું. તેમણે કહ્યુ " તેને કાંઇ ચાલવાનો અભ્યાસ નથી. માટે તે ચાલી ચાલીને ક્યાંક સુધી જશે ? અર્ધ કોશ; બહુ બહુ તો એક કોશ એટલે તો તે થાકીને લોથપોથ થઇ જશે. તે અહીંઆંજ પાસે

ક્યાંક બેઠી હશે આપણે હમણાં તેને શોધી કાઢીશું. તમે તેની ચિંતા શા માટે કરો છો ? "

પરંતુ જ્યારે પાંચ છ કલાક વિતી ગયા અને સૂર્યમુખીનો પત્તો લાગ્યો નહિ ત્યારે નગેન્દ્ર સ્વતઃ જ ઘર બહાર નીકળ્યો. તે આમ તેમ થોડીવાર ફરીને મનમાં બોલ્યો " હુ અહીઆં શોધ કરૂંછુ; પરતુ આટલી વારમાં તો તેનો પત્તો કયાક લાગ્યો હશે." આવો વિચાર કરી તે પાછો ઘેર ગયો પરંતુ હજી સુધી કાંઇપણ પત્તો લાગ્યો નથી, એમ જ્યારે તેના જાણવામાં આવ્યુ ત્યારે તે પુનઃ બહાર ગયો. થોડીવાર રહીને તે પાછો ઘેર આવ્યો. પુનઃ બહાર જઇ પુનઃ ઘરમા આવવુ એમ કરના કરતાં તે દિવસ વહી ગયો.

વાસ્તવિક જોતા તો શ્રીશચંદ્ર અને કમલાએ કહ્યું હતું તેજ સત્ય હતુ. સૂર્યમુખીને ચાલવાનો પ્રસગ કદિ પણ ન મળવાને લીધે તે ઘણું દોડી શકતી નહોતી. મકાનથી પ્રાયઃ અર્ધ કોશપર એક આબલી હતી અને ત્યાંથી થોડે દૂર એક તળાવને કિનારે તે બેસી રહી હતી એટલામાં એક પૂજારી શોધ કરતો તે સ્થળે આવી પહોચ્યો. તે વારંવાર જનાનખાનામા આવતો જતો હતો તેથી તે સૂર્યમુખીને સારી રીતે ઓળખતો હતો તેને જોઇને તે બોલ્યો " બાઇ સાહેબ, મહેરબાની કરીને આપ પાછા ઘેર ચાલો.' આનો સૂર્યમુખીએ કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. તે પુનઃ બોલ્યો " બાઇ સાહેબ, કૃપા કરીને ઘેર ચાલો ઘરનાં સર્વ માણસો આપને માટે ચિંતા કરે છે."

હવે સૂર્યમુખી ક્રોધ કરી બોલી " તું મને પાછી ઘેર લઇ જનાર કોણ ?" આ ક્રોધભરેલા શબ્દો સાંભળી તે પૂજારી સર્વ

ચૈવ ગભરાઈ ગયો તે છતાં પણ તે જેમનો તેમ તેની સમક્ષ ઉભો રહ્યો હજી પણ તેને ત્યાંથી નહિ ગયેલો જોઇને સૂર્યમુખીએ તેને કહ્યું "જો તું આ સ્થળે ઉભો રહેશે તો હુ આ તળાવમા જીવ આપીશ."

હવે આની આગળ આપણું કાંઇ ચાલવાનું નથી એમ ધારીને પૂજારી ઘર તરફ દોડી ગયો અને નગેંદ્રને ઉપલી ખબર પહોચાડી. નગેંદ્રે એક પાલખી તૈયાર કરાવી અને તે લઇને તે ઉક્ત તળાવ પાસે આવ્યો. પરંતુ સૂર્યમુખી તે સ્થળે જણાઇ નહિ. તેણે તળાવની આસપાસ શોધ કરી પરંતુ સૂર્યમુખીનો પત્તો ક્યાંય પણ મળ્યો નહિ.

પૂજારીના ગયા પછી તરતજ સૂર્યમુખી અરણ્યમાં ચાલી ગઇ. ત્યાં તેને અડાયાં એકઠાં કરવા આવેલી એક બાઇનો ભેટો થયો. જે કોઇ સુર્યમુખીને શોધી કાઢશે તેને મોટું ઇનામ મળશે એવી વાત આ બાઇ જાણતી હતી. આથી સુર્યમુખીને જોતાંજ તેણે તેને પૂછયુઃ—

"તમે તો અમારાં બાઇ સાહેબ છોને ?"

"નહિ, માજી !"

"અરે તમેજ અમારા બાઇ સાહેબ છો. ના ના શામાટે કહોછો?"

"તારી બાઇ સાહેબ કોણ ?"

"નગેંદ્ર રાજાનાં ધણીઆણી."

સૂર્યમુખી બોલી "મારા અંગ ઉપર કાંઇ સુવર્ણના દાગીના બાગીના છે કે તે ઉપરથી તું મને બાઇ સાહેબ કહે છે ?"

તે વૃદ્ધ સ્ત્રી મનમાં બોલી "હા હા, એ વાત ખરી. એના અંગ ઉપર દાગીના હોવા જોઇએ."

આ રીતે તે દિવસ નીકળી ગયો. તે રાત્રિએ પણ તેની કાંઇ વિશેષ માહિતી મળી નહિ ત્યાર પછીના બે દિવસો પણ તેવીજ રીતે નીકળી ગયા. નગેદ્રે શોધ કરવામાં કાંઇ ન્યુનતા રાખી નહિ. ઘરના નોકરો પૈકી જેઓ શોધ કરવા ગયા હતા તેમાના એકે પણ સુર્યમુખીને કદિ જોઇ નહોતી. આથી તેઓ રંક લોકોની બાયડીઓને પકડીને નગેંદ્રની આગળ ઘસડી લાવ્યા. અને આબરૂદાર લોકોની પત્નિઓ અને તરૂણ છોડીઓને રસ્તામા ચાલવાની શુદ્ધા ભીતિ લાગવા માંડી ઘાટપર પણ કોઇ સ્ત્રી ફરકતી નહોતી. તે પુર્વીયા લોકોને કોઇ એકલી સ્ત્રી જતાં જણાતી કે તરતજ તેઓ "બાઇ સાહેબ, મા સાહેબ" એવી મોટેથી બુમ પાડીને તેની પાછળ દોડતા અને તેને ઘાટપર સ્નાન કરવા જવા ન દેતાં લાગલીજ પાલખી આણી તેને અંદર બેસાડી નગેંદ્ર કને લઇ જતા આ રીતે જેને આ ભવમાં કદિ પણ પાલખીનુ સુખ મળનાર નહોતું એવી ઘણી સ્ત્રીઓને આ વખતે અનાયાસ પાલખીમાં બેસવાનુ મળ્યુ અને તે પણ બીન ખર્ચે!

શ્રીશ્ચંદ્રથી ગોવિંદપુરમા ઘણા દિવસ સુધી રહી શકાય એમ નહોતું, કારણ કે તેનો કામનો બોજો બહુ વધી ગયેલો હતો આથી તે કલકતા ગયો. અને ત્યાં રહીને જ તેણે સુર્યમુખીની શોધ કર્યા કીધી અને કમળાએ ગોવિંદપુરમાં રહી તેની શોધ કરી.

---

## પંચદશ પરિચ્છેદ.

કુંદનંદિનીને જે સુખની સ્વપ્નમાં પણ આશા નહોતી તે સુખ હવે તેને પ્રત્યક્ષ મળ્યું. તે હવે નગેંદ્રની પત્નિ થઇ. લગ્નને દિવસે તે

પોતાના મનમાં બોલી "હવે મારાં સુખનો પારાવાર નથી આ સુખનો હવે કદિ અંત આવવાનો નથી."

પરંતુ સૂર્યમુખી ઘરમાંથી નીકળીને ચાલી ગઇ ત્યારથી કુંદાને પશ્ચાતાપ થવા લાગ્યો. તે મનમા બોલતી "મારા દુ:ખના દિવસોમાં સૂર્યમુખી હતી તેથીજ તેમાથી મારી મુક્તિ થઇ જો તે નહોત તો તેમાજ મારો અંત થયો હોત હવે મારે લીધે તેને દેશવટો લેવો પડયો છે. જો મારા નશીબમાંજ સુખ નહોતું તો હુ મરી ગઇ હોત તો સારૂં થયુ હોત" હવે તેને સમજાય કે સુખને પણ મર્યાદા હોય છે.

સંધ્યાકાળ થયો છે. નગેંદ્ર કોચપર પડયો છે, અને કુંદા તેની પાસે બેસી તેને પંખાવતી પવન ઢોળે છે. પરંતુ બન્ને ગુપચુપ બેઠા છે. કોઇ પણ બોલતું નથી. એ કાંઈ ઠીક કહેવાય નહિ પાસે કોઇ પણ નહિ હોવા છતાં બોલવું નહિ એ કાંઈ પૂર્ણ સુખ કહેવાય નહિ. પરંતુ સૂર્યમુખીના ગયા પછી પૂર્ણ સુખ હતું ક્યા? પૂર્વવત્ સર્વ વસ્તુની સુવ્યવસ્થા કરવાનો કુંદાનો વિચાર હતો માટે તે વિચાર કેમ પાર પાડવો તે વિષે તેણે નગેંદ્રને પૂછવાની ધૃષ્ટતા કરી.

ત્યારે નગેંદ્ર ક્રોધપૂર્વક ઉત્તર આપ્યો "સર્વ વસ્તુ પૂર્વવત્ હોય તો ઠીક એવો તારો વિચાર છે કેમ? મારી સાથે લગ્ન કરવાથી તને પશ્ચાતાપ થાય છે કેમ?"

આ વચનોથી કુંદાનું હૃદય ભેદાઇ ગયુ. તે બોલી "મારી સાથે લગ્ન કરીને આપ મને સુખી કરશો એવી મને જરા પણ આશા નહોતી. મને પશ્ચાતાપ થાય છે એમ હું ક્યાં કહું છું? હું માત્ર એટલુંજ પૂછું છું કે સૂર્યમુખી બાઇને પાછાં ઘેર આવવાનું મન થશે

તે વિષે શુ ઉપાય કરવા ? "

આ શબ્દો સાંભળી નગેંદ્ર બોલ્યો "મારી સમક્ષ તેનું નામ પણ હવે લઇશ મા તારે મુખે સૂર્યમુખીનુ નામ સાંભળીને મને ઘણો ત્રાસ થાય છે. તારેજ લીધે મારી સૂર્યમુખી મને છોડીને ચાલી ગઇ છે."

આ વાત કુંદા પણ જાણતી હતીજ. તોપણ નગેંદ્રને મુખેથી તે વાત સાભળવાથી તેનાં હૃદયને મોટો ધકકો લાગ્યો. તે પોતાના મનમા બોલવા લાગી "આ મારી નિંદાજ છે ને ! મારૂં દૈવ પણ કેટલુ કઠોર છે ? મારે હાથે એક પણ અપરાધ ન બન્યા છતાં મારે આવા શબ્દો સાભળવા પડે છે આ લગ્ન સૂર્યમુખીએ જાતેજ કરાવ્યાં છે." પરંતુ તેણે આ વિચાર મનમાં ને મનમાંજ દાબી રાખ્યા. અને તેણે પોતાના પંખાવતી પવન નાંખ્યા કર્યો. કુંદા કાંઇ પણ બોલતી નથી એમ જોઈ નગેંદ્ર બોલ્યો:—

"તુ કેમ હવે બોલતી નથી ? તને ગુસ્સો ચઢ્યો હોય એમ જણાય છે."

"નહિ," કુંદા બોલી

"માત્ર 'નહિ' કહેવાથી કાંઇ અર્થ સર્યો કે ? મારાપર તારી પ્રીતિજ નથી."

"આપના પર મારી પ્રીતિ નહિ હોય એમ કેમ બને ?"

"કેમ નહિ બને ? આ તું એકાદ છોકરાને શીખવ. કુંદે ! મને લાગે છે કે તે કદિ પણ મારાપર પ્રેમ રાખ્યો નથી."

કુંદા ખરાં અંતઃકરણથી બોલી "આપનાપર મારો પ્રેમ નિરંતર રહે છે તે હું બોલીને શું બતાવું ?"

નગેંદ્ર આટલો બધો શાણો હતો, છતાં પણ હજી તે કુંદા અને

સૂર્યમુખીમાં શું ભેદ છે તે સમજ્યો નહોતો. સૂર્યમુખાની નગેંદ્રપર જેટલી માયા હતી તેટલી કુંદાની માયા તેનાપર નહોતી એમ નહોતું પરંતુ તે જણાવવી કેમ એજ માત્ર તે જાણતી નહોતી. તે બીકણ સ્વભાવની છોકરી હતી. તેને માત્ર એક વાણીનીજ બક્ષીસ મળી નહોતી. આથી તે બોલી તેથી વધુ શું બોલનાર હતી? પરતુ નગેંદ્ર એ ખરો મર્મ સમજ્યા વિના બોલ્યો "સુર્યમુખી મારાપર સદૈવ પ્રેમ રાખતી હતી, પરતુ માકડાના ગળામા મોતીનો હાર શોભે? તેના ગળામાં તો લોખડની સાંકળજ હોવી જોઇએ.'

પોતાના પતિના આ શબ્દો સાંભળી કુંદાની આંખમાંથી અશ્રુધારા ચાલી. તેનુ રોદન કેમે કરતાં બંધ થાય નહિ. આથી તે ધીમેથી ઉઠીને ખોલાની બહાર ગઈ. તેની સ્થિતિ તરફ જોઇને તેની દયા ખાનાર તે મકાનમાં બીજું કોઇ નહોતું. કમળાનુ અહીંઆં આગમન થયું તત્પશ્ચાત્ કુંદા તેને મળી નહોતી. આ લગનના સંબંધમાં હુંજ એકલી અપરાધી છુ એમ કુંદાને લાગવાથી કમળાની પાસે જવાની તેની હિમ્મત વતી નહોતી. પરંતુ આ સમયે તે દુખથી અતિ વિહ્વળ થઈ હતી તેથી પોતાની તે માયાળુ સખીને મળવાનો તેનો વિચાર થયો. આ સખીએ પૂર્વે એક આવાજ પ્રસંગે કુંદાનું શાંતવન કરી તેનાં અશ્રુ લુછ્યાં હતાં. પરંતુ હવે તો સઘળો પ્રકાર બદલાઇ ગયો હતો. કુંદાને પોતાના તરફ આવતી જોઇ કમળાને આનંદ થયો નહિ. પરતુ તેણે પોતાનો અસંતોષ તે વખતે શબ્દદ્વારા વ્યક્ત કર્યો નહિ. કુંદા તેની પાસે બેસી રોવા લાગી. પરંતુ કમળાએ "તને શું થયું છે? આટલું બધું રડવાનુ શુ કારણુ છે?" એમ કાંઇ પૂછ્યું નહિ. પરંતુ કુંદા થોડી વારે આપો



આપજ છાની રહી. એટલે કમળા "મારે જરા કામ છે" એમ બોલી ઉઠીને બીજી તરફ ચાલી ગઇ. આ વખતે કુંદાને લાગ્યુ કે મારાં સર્વ સુખો ધીમે ધીમે નષ્ટ થતાં જાય છે.

નગેંદ્રે પોતાના મિત્ર હરદેવ ઉપર નીચે પ્રમાણે પત્ર લખ્યો — "મિત્ર! તું લખે છે કે "તે જન્મથી આજ પર્યંત જે જે કામો કર્યા તેમા કુંદાની સાથે લગ્ન કર્યુ એ સૌથી ગેરવાજબી કાર્ય છે' આ વાત હું પણ કબુલ કરૂં છું. આજ કૃત્યને લીધે મેં મારી સૂર્યમુખી ગુમાવી. મને સૂર્યમુખી મારા સુદૈવે અને પૂર્વપુણ્યના બળે કરીને મળી હતી, એમાં કાંઇ સંશય નથી પ્રત્યેક જણ હીરો મળવાની આશાથી જમીન ખણે છે, પરંતુ કોહિનુર તો કોઇકનેજ પ્રાપ્ત થાય છે. સૂર્યમુખી કોહિનુર જ છે. કોઇ પણ બાબતમાં તેની જગ્યા કુંદાથી પુરાવાની નથી. ત્યારે વારુ મેં તેની જગ્યા કુંદાને શા માટે અર્પણ કરી? મિત્ર! ભ્રાંતિ! એ સર્વ ભ્રાંતિ! એ સર્વ હવે મને સમજાય છે. હવે હું મને ગયેલી ખોટ પુરી દેવાને માટે નિદ્રામાથી જાગૃત થયો છું. અરે! મારી સૂર્યમુખી મને ક્યા મળશે? મેં કુંદાની સાથે શા માટે વિવાહ કર્યા હશે? તેના પર મારો પ્રેમ ચોંટયો હતો તેટલા માટે? ખરેખરજ મારો પ્રેમ તેના પર ચોંટયો હતો, એમાં સંશય નથી. તેને માટે હું ગાંડો થયો હતો. તેને માટે મારો જીવ જવાને તત્પર બની રહ્યો હતો. પરંતુ તે સર્વ આંખનીજ ભ્રાંતિ હતી એમ હવે મને સમજાય છે. જો એમ ન હોત તો લગ્નને હજી પુરા પંદર દિવસ પણ થયા નથી તે પૂર્વે 'મારો તેના પર પ્રેમ ચોંટયો હતો?' એમ હું શા માટે બોલત? હજી પણ મારો થોડો ઘણો પ્રેમ તેનાપર છે. પરંતુ મારી સૂર્યમુખી ક્યાં છે?

આજે તારાપર બીજી પુષ્કળ હકિકત લખવાનો મારો વિચાર હતો, પરંતુ મારો હાથજ ચાલતો નથી, તેથી હું લાઇલાજ થયો છુ "

આ પત્રનો પ્રત્યુત્તર હરદેવે નીચે પ્રમાણે વાળ્યો —

" પરમ પ્રિય મિત્ર નગેંદ્ર દત્ત,

હાલમાં તારી સ્થિતિ કેવી થઇ છે તે હુ જાણું છુ. કુંદા પર તારો પ્રેમ નથી એમ નથી. તેના પર તારો પ્રેમ છેજ. પરંતુ તે કેવળ આંખનોજ પ્રેમ છે, સૂર્યમુખી પર તારો અપરિમિત પ્રેમ છે એ વાત ખરી, પરંતુ તે હાલ બે દિવસ કુંદાની છાયામાં ઢંકાઇ ગયો છે. સૂર્યમુખીને ગુમાવી એમ હવે તને લાગે છે. જ્યાં સુધી સૂર્ય આકાશમાં મેઘાચ્છાદિત હોતો નથી, ત્યાં સુધી તેના કિરણો આપણને ઉષ્ણુ લાગે છે, પરંતુ જ્યારે તે અદ્રશ્ય થાય છે ત્યારે તે જગચ્ચક્ષુ હતો એમ આપણને સમજાય છે. તેં તારા પોતાના અંત.કરણની પરિક્ષા ન કરી એ મોટી ભૂલ કરી છે. પરંતુ એ માટે હું તને દોષ દેતો નથી. કારણુ કે માત્ર ભ્રાતિને લીધેજ તેં એ ભૂલ કરી છે. ભ્રાતિ થતી અટકાવવી એ અતિ મુસ્કેલ કાર્ય છે.

મનમાં જે જે ભિન્ન ભિન્ન વિકારો થાય છે તે સર્વને લોકો પ્રેમ કહે છે. પરંતુ મનની જે સ્થિતિ અન્યને સુખ આપવાને માટે સ્વતંનાં સુખનો ભાગ આપવાને તૈયાર હોય છે તેનેજ માત્ર ખરો પ્રેમ કહેવો જોઇએ. સોંદર્ય જોવાથી જે મનક્ષોભ થાય છે તે કાંઇ પ્રેમ નથી. જે રીતે એકાદ ક્ષુધિતને અન્ન જોઇને ખાવાની ઇચ્છા થાય છે તેજ રીતે સૌંદર્ય જોવાથી માણસના હૃદયમાં વિષયવાસનાની ઉત્પત્તિ થાય છે. બુદ્ધિદ્વારાજ ખરા પ્રેમની ઉત્પત્તિ થાય છે

બુદ્ધિના યોગથી જ્યારે પ્રીતિયોગ્ય મનુષ્યના ગુણ દેખાઇ આવે છે ત્યારે અતઃકરણ તે ગુણથી મોહિત થઇ જાય છે. અને પછી જે મનુષ્યમાં તે ગુણ હોય છે તેના પ્રાત તે આકર્ષિત થાય છે. તેના મનમા આ ગુણભડારની સાથે મળવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે. અર્થાત્ તેનાપર તે પરમાસક્ત થાય છે. આ પ્રેમનાં ફળો આ છેઃ મનોવિકાસ, આત્મવિસ્મૃતિ અને આત્મસયમન. આજ ખરો પ્રેમ છે. વાલ્મિકી, શેકસપિયર ઇત્યાદિ કવિઓ આ જ પ્રેમનું વર્ણન કરી ગયા છે. કાલિદાસ, જયદેવ, બાયરન વગેરે બીજા પ્રકારના પ્રેમનું વર્ણન કરી ગયા છે. લાવણ્યવતી સ્ત્રીને જોવાથી મનપર પ્રથમ જે અસર થાય છે તે અસર તે સ્રી વારવાર જોવામાં આવ્યાથી શિથિલ થાય છે. મનુષ્યના સદ્‌ગુણદ્વારા ઉત્પન્ન થયેલો પ્રેમ પોતાની મોહકતા કદિ પણ છોડતો નથી. કારણકે સૌંદર્યને સદા એકજ રૂપ હોય છે, પરંતુ ગુણ એ જુદાં જુદાં કાર્યોમાં નવાં નવાં સ્વરૂપો ધારણ કરે છે. સૌંદર્ય અને સદ્‌ગુણનું વાસ્તવ્ય એકજ વ્યક્તિનાં જણાય તો પ્રેમ ત્વરિત ઉત્પન્ન થાય છે. પરંતુ જો બુદ્ધિજ એકવાર પ્રેમનુ કારણ થઇ તો પછી સૌંદર્ય હો વા ન હો; તેનું કાંઇ પણ મહત્વ રહેતું નથી. કુરૂપ પતિ કિંવા કદરૂપી પત્નિ પણ આ રીતે પ્રેમપાત્ર બને છે. સદ્‌ગુણદ્વારા ઉત્પન્ન થયેલો પ્રેમ સદગુણની પેઠે દીર્ઘ કાળપર્યંત નિભે છે ખરો, પરંતુ સદ્‌ગુણ ઓળખાવાને માટે દીર્ઘ કાળની આવશ્યકતા રહે છે. માટે આ પ્રકારનો પ્રેમ એકદમ કદિ પણ દ્રઢ થતો નથી તેની વૃદ્ધિ ધીમે ધીમે થાય છે. સૌંદર્યના યોગથી પ્રથમ દર્શનેજ બુદ્ધિને મોટો ભ્રંશ ઉત્પન્ન થાય છે. તેનો પહેલો તડાકો એવો જબરો હોય છે કે તેની આગળ મનની બીજી સર્વ શક્તિઓ નષ્ટ થાય છે. આ પ્રકારે ઉત્પન્ન થયેલા પ્રેમને ઓળખવાનું સાધન કાંઇ

હોતુંજ નથી. માણસ એમ સમજે છે કે આ પ્રેમ અમરજ હોય છે. આવુંજ તું તારા મનમાં સમજ્યો હતો. બુદ્ધિભ્રંશનો પહેલો તડાકો તને એ લાગ્યો કે તારો સૂર્યમુખીપરનો પ્રેમ અદ્રશ્ય થયો. આવી ભ્રાંતિ થવી સ્વાભાવિક છે. એટલા માટે હું તને ઘણો દોષ દેતો નથી. કિંવા તારી નિંદા કરતો નથી. ઉલટ પક્ષે તું એજ સ્થિતિમાં સુખી રહે એવો તને ઉપદેશ કરૂં છું

તું સર્વથા નિરાશ થઇશ મા. તારી સૂર્યમુખી નિઃસંશય પાછી ઘેર આવશે તારા મુખનું દર્શન કર્યા વિના તે કેટલા દિવસ રહેવાની છે? જ્યાં સુધી તે તારાથી દૂર છે ત્યાં સુધી તું કુંદાની સાથે પ્રેમથી વર્ત. તેનાપર ક્રોધ કરીશ મા તારા પત્રપરથી મને જણાય છે કે તે સદ્‌ગુણી હોવી જોઇએ. તેનાં સૌંદર્યથી તારી બુદ્ધિને ઉત્પન્ન થયેલો ભ્રંશ જ્યારે કમી થશે ત્યારે સ્થાયી પ્રેમ ઉત્પન્ન કરવાનો પ્રયાસ થઇ શકશે. અને તેમ થશે એટલે તને સુખની પ્રાપ્તિ થશે. અને જો સૂર્યમુખીને પુનઃપ્રાપ્ત કરવાની તારી ઇચ્છા ન હોયતો તેને વિસરી જા. કારણ કે તારાપર તારી નાની પત્નિ પ્રેમ કરે છે જ. પ્રેમમાં ભેદભાવનો વાસો થવા દઇશ મા. કારણ કે અખંડિત પ્રેમથીજ મનુષ્યને નિર્દોષ અને અક્ષય્ય સુખ પ્રાપ્ત થાય છે, તેમજ મનુષ્યનો સ્વભાવ ઉન્નત કરવાને માટે પ્રેમ એજ અંતિમ સાધન છે. પ્રેમ વિના આ દુઃખમય સંસારમાં માણસ એક ઘડીપણ રહી શકતો નથી.”

આનો પ્રત્યુત્તર નગેંદ્રે નીચે પ્રમાણે લખ્યોઃ—

કેટલાક માનસિક દુઃખોને લીધે મારાથી અત્યાર સુધી તારા પત્રનો પ્રત્યુત્તર લખવાનું બની શક્યું નહોતું. તેં જે લખ્યું છે તે સર્વ મારા લક્ષમાં આવ્યું અને તેં જે ઉપદેશ કર્યો છે તે ઉત્તમ છે

એમ હું જાણું છું. પરંતુ હવે ઘરમાં રહેવાની મારી ઇચ્છા નથી મારી સૂર્યમુખીને ગયાને આજે પ્રાય. એક માસ વીતી ગયો છે પરતુ હજી મને તેનો પત્તો મળ્યો નથી. તેની પાછળ મારે પણ જવું એવો મારો વિચાર છે. તેની શોધ કરતો હું ગામેગામ ફરીશ કદાચિત્ જો તે મને મળશે તો તેને સાથે લઇને હું ઘેર આવીશ. નહિતો હુ પાછો ઘેર આવીશ નહિ. કુંદાની સાથે હવે મારાથી રહી શકાતું નથી. તેને જોઇને મને ઉલટું દુ:ખ થાય છે. સર્વ અપરાધ મારો છે; પરંતુ તેનું મુખ જોવું પણ મને ગમતુ નથી. પૂર્વે હું તેને કાંઇ કહેતો નહોતો, પરતુ હવે હું તેનામાં ઘડી ઘડીમાં ન્યૂનતા જોઉંછું તે ક્ષણે ક્ષણે રોવા બેસે છે, પરંતુ તેમાં મારો શો ઉપાય? અસ્તુ. હું થોડા દિવસમાં તને મળવા આવીશ."

નગેંદ્રે પોતાના પત્રમાં લખ્યા પ્રમાણેજ કીધું. તેણે પોતાના ઘરનો સર્વ કારભાર પોતાના મુનીમને સોંપી દીધો અને તે પોતે દેશપર્યટન કરવાને નીકળ્યો. કમળા ઘણા દિવસ થયાં કલકત્તા ચાલી ગઈ હતી. માટે હવે નગેંદ્રનાં ઘરનાં માણસો પૈકી માત્ર એકલી હીરા તેની તહેનાતમાં રહી.

નગેંદ્રનું આવડું મોટું માણસોથી ભરચક ઘર હવે ખાલી અને ચારે તરફથી ઉજ્જડ દેખાવા લાગ્યુ. જે પ્રમાણે એકાદ ભવ્ય સભામંડપમાં નૃત્ય કિંવા ગાન તાન થવાનું હોય ત્યારે ચારે તરફ ઉત્તમ પ્રકારની રોશની થાય છે અને પુષ્કળ માણસો એકત્રિત થાય છે પરંતુ જ્યાં નૃત્ય ગાયનની સમાપ્તિ થઇ કે પછી ત્યાં એક પણ માણસ દ્રષ્ટિગોચર થતું નથી અને સર્વત્ર અંધકાર પ્રસરી રહે છે તે પ્રમાણે સૂર્યમુખી અને નગેંદ્ર ઘરમાંથી નીકળીને ચાલી ગયાં તે પછી તે મકાન ભયાનક દેખાવા લાગ્યું.

જે રીતે એકાદ નાના છોકરાંને સુંદર રંગની ઢીંગલી હાથ આવતા તેની સાથે રંગી રમીને જ્યારે તે કંટાળે છે ત્યારે તે તેને ભાગી તોડીને દૂર ફેંકી દે છે અને તેની માટી બની જઇને તેપર ઘાસ ઉગે છે તે પ્રમાણે કુંદા તે ભવ્ય અને વિશાળ મકાનમા એકલી રહી.

જે રીતે અરણ્યમા વણુંતો લાગે છે ત્યારે નાનાં પક્ષીઓનાં બચ્ચા બળીને ભસ્મ થઇ જાય છે અને માદા બહારથી આવે છે ત્યારે તેને પોતાના બચ્ચા જણાતા નથી અને આથી તે અતિ નિરાશ થઇને દુઃખથી આક્રોશ કરી પોતાના બચ્ચાની ભાળ કાઢવાને માટે વણુવાની ચારે તરફ વારંવાર ફરેછે તે પ્રમાણે નગેંદ્ર સુર્યમુખીની શોધ કરતો ગામે ગામ ફરવા લાગ્યો

જે રીતે એકાદ રત્ન મહાસાગરનાં અગાધ પાણીમાં પડી ગયા પછી પુનઃ દ્દષ્ટિગોચર થતું નથી, તે રીતે સૂર્યમુખી કોઇની પણ દ્દષ્ટિએ પડી નહિ.

---

## ષોડશ પરિચ્છેદ.

જે પ્રમાણે એકાદ કાષ્ટ અગ્નિની પાસે મૂક્યુ હોય તો તે ધીમે ધીમે બળીને ભસ્મ થઇ જાય છે, તે પ્રમાણે હીરાનું અંતઃકરણ દેવેંદ્રનાં અપ્રતિમ સૌદર્યથી દિવસાનુદિવસ અધિક દગ્ધ થવા લાગ્યું. વિષય વાસનાના વિકારથી હીરાની આબરૂ અને સૂશીલપણાને અનેકવાર કલંક લાગવાના પ્રસગ આવ્યા હતા, પરતુ દેવેંદ્રની પ્રીતિ ઉલકીઆ અને મતલબ પુરતી છે–ખરા અંતઃકરણની નથી એમ ધારી તેણે પોતાનાં મનનો નિરોધ કર્યો હતો હિરામાં ઇંદ્રિયદમન કરવાની મહાન શક્તિ હતી. અને તે બહુ સદાચરણી નહિ હોવા છતાં પણ

આ જ શક્તિના યોગ્યથી તેણે પોતાનું સાધ્વીપણું અત્યાર સુધી અક્ષત રાખ્યુ હતું. પોતાનો મનોનિગ્રહ ચલિત ન થવા દેવા માટે તેણે પુન નોકરીમા જોડાવાનો નિશ્ચય કર્યો એમ કરવાથી મન રોજના કામમા ગુથાઇ રહેશે અને દુષ્ટ કામવાસના વિંછીની પેઠે વારંવાર દંશ દે છે તે થોડ ઘણે અશે તો વિસરી જવાશે એમ ધારી તેણે નોકરીમા જોડાવાનો વિચાર કર્યો હતો. જ્યારે નગેંદ્ર કુ-દનંદિનીને ગોવિંદપુરમા મુકીને દેશાનર જવાની તૈયારી કરતો હતો ત્યારે હિરા તેની પાસે ગઇ અને અગાઉ કરેલી નોકરીના જોરપર પોતાને પુન નોકરીમાં રાખવાની તેને પ્રાર્થના કરી પુન નોકરી સ્વિ-કારવામા હિરાનો બીજો એક અતસ્થ હેતુ હતો. તેને ખાત્રી હતી કે કુદા નગેદ્રની પ્રિય પત્નિ હોવાથી આપણને પુષ્કળ પૈસા મળશે. અને આ પ્રબળ લોભથીજ તેણે પુષ્કળ ખટપટ કરીને કુંદાને પો-તાના હાથમા લીધી હતી તે એમ ધારતી હતી કે હવે નગેદ્રની સર્વ સંપત્તિ કુંદાના હાથમાં આવશે અને તે કુદાના હાથમાં આવી એટલે પછી હિરાને શી ન્યુનતા પડવાની હતી ? તે સઘળી મારી પોતાનીજ થઇ જવાની છે હવે કુદા નગેંદ્રની પટરાણી બની ખરી, પરતુ આ વખતે હિરાના મનમાં દ્રવ્યનો વિચાર મુદ્દલ નહોતો અને કદાચ કુદા પા-સેથી તેને દ્રવ્ય મળ્યુ હોત તોપણ તે આ વખતે તો તેને વિષ સ-માનજ લાગ્યુ હોત.

હિરામાં પોતાની અતૃપ્ત કામવાસના દ્વારા થતો ત્રાસ સહન કરવાની શક્તિ હતી પરંતુ દેવેંદ્ર કુંદા પ્રત્યે જે પાપ વાસના રાખ-તો હતો તે માત્ર તેનાથી સહન થઈ શકતુ નહોતું. નગેંદ્ર પ્રવાસે જનાર છે અને પછી કુંદા ઘરમાં એકલી રહેનાર છે એ વાત જાય-

કે હિરાના સાંભળવામાં આવી ત્યારે તેને વૈષ્ણવી વૈરાગિનીનું સ્મરણ થયુ અને તે મનમાં ખૂબ બ્હીધી, અને તેજ ધાસ્તીને લીધે તેણે દેવેંદ્રના માર્ગમા વિઘ્નો ઉપસ્થિત કરવાનો નિશ્ચય કર્યો. પોતાને સુખ મળે અથવા પોતાને કોઇ પણ પ્રકારે ત્રાસ ન થાય એટલા માટે તેણે આ વિચાર કર્યો નહોતો; પરંતુ પરોત્કર્ષ દ્વેષથી હિરા કુંદાપર એટલી બળતી હતી કે તેના કલ્યાણનું ચિંતવન કરવાનુ તો એક બાજુએજ રહ્યું, પરંતુ આ વખતે કુંદા મરી ગઇ હોત તો તેથી પણ તેને તો આનંદજ મળ્યો હોત. માટે કોઇ પણ યુક્તિથી દેવેંદ્ર કુંદાની પાસે જવાનો માર્ગ શોધી કાઢશે એવી શંકા ધારણ કરી હિરાએ નગેંદ્રની સ્ત્રીપર સંપૂર્ણ જાપ્તો રાખ્યો.

આ રીતે હિરા દાસી પણ કુંદાને દુઃખનુ કારણ થઇ પડી. કુંદાને પણ જણાઇ આવ્યુ કે હિરા આપણાપર જે આટલી બધી મમતા અને પૂર્ણ લક્ષ દાખવે છે તે કાંઇ તેનાં ખરાં અંતઃકરણનું નથી. હિરા દાસી હોવા છતાં પણ મારા પર જરા વિશ્વાસ રાખતી નથી, મને હર ઘડી ધમકાવે છે અને અપમાન કરે છે એ પણ તે સમજતી હતી. કુંદાનો સ્વભાવ ઘણો શાંત હતો. હિરા તેને નિત્ય ત્રાસ આપતી હતી તો પણ તે તેને એક શબ્દ પણ કહેતી નહિ. કુંદાની પ્રકૃતિ સહનશીલ હતી, અને હિરાની ક્રોધમય હતી. આથી કુંદા સ્વામિની હતી, તો પણ તેને એક દાસીની પેઠે હિરાનાં વાગ્બાણ સહન કરવાં પડતાં હતાં. જાણે પોતેજ સ્વામિની હોયની તે પ્રમાણે હિરાએ તેનાપર અમલ બજાવવા માંડયો હતો. કદિ કદિ ઘરની બીજી સ્ત્રીઓ કુંદાને હિરા દ્વારા થતો ત્રાસ જોતી ત્યારે તે તેને ધમકાવતી. પરંતુ હિરાનાં વાચાલપણા આગળ તેમનાથી તેની આગળ ઉભું પણ રહી શકાતું નહોતું. તેને કોણ પુરૂં પડે ?

આ પ્રકારનું હિરાનું ત્રાસદાયક વર્ણન એક દિવસ મુનીમને કાને ગયું ત્યારે તેણે ક્રોધિત થઇને એકદમ તેને તેડાવી મંગાવી અને તેના પ્રત્યે તે બોલ્યોઃ—

" હિરે ! તું આ મકાનમાંથી એકદમ નીકળીને ચાલી જા. હું તને બરતરફ કરૂ છું. "

ત્યારે હિરા ક્રોધથી લાલ ડોળા કરી બોલી " તું કોણ મને બરતરફ કરનારો ? સ્વતં ઘરધણીએ મને અહીંઆં રાખી છે, માટે તેના હુકમ શિવાય હું આ ઘરમાથી નીકળવાની નથી. મને બરતરફ કરવાનો તને જેટલો અધિકાર છે તેટલોજ અધિકાર મને તને બરતરફ કરવાનો છે. "

હવે જો આપણે વિશેષ બોલીશું તો એ આપણું અધિક અપમાન કરશે એવી ભીતિથી મુનીમ એક શબ્દ પણ બોલ્યો નહિ. સૂર્યમુખી શિવાય અન્ય કોઇને હિરા બદે એવી નહોતી.

નગેંદ્ર નીકળીને ચાલ્યો ગયો તે પછી હિરા એક દિવસ અંતર્ગૃહની પાસેના પુષ્પઉદ્યાનમાંના એક લતાગૃહમંડપમાં જરા આડી પડી હતી. નગેંદ્ર અને સૂર્યમુખીએ આ ઉપવનનો ત્યાગ કર્યો તત્પશ્ચાત્ તે ઉદ્યાન હિરાએ પોતાનાજ તાબામાં લીધું હતું. સંધ્યાનો સમય હતો. પૌર્ણિમાનો દિવસ હતો. આથી આકાશમાં પૂર્ણ ચંદ્રનો ઉદય થઇ થોડીવાર થયાંજ મંદ મંદ પ્રકાશ પડવા લાગ્યો હતો. ચંદ્રનાં શિતળ કિરણો વૃક્ષશાખામા થઇને નીચે આવી ત્યાંની શુભ્ર સંગેમરમરની જમીનપર પડયાં હતાં તેજ પ્રમાણે તે પાસે આવેલાં તળાવનાં નીલવર્ણા પાણીમાં પણ પડયાં હતાં. આથી પાણી જ્યારે પવનથી હાલતું ત્યારે તે ચંદ્ર પ્રકાશ જાણે નૃત્ય કરતો ન હોય તેવો લાગતો. અનેક પ્રકા-

રેનાં સુગંધી પુષ્પો અને નાના પ્રકારની વનસ્પતિના મધુર સુવાસથી ત્યાંની સર્વ હવા સુગંધી બની ગઇ હતી. અને પુષ્પની સુગંધથી યુક્ત એવી પવનની લહરિઓ જેવી કામોદ્દીપક વસ્તુ બીજી શી હોઇ શકે ? આવે સ્થળે હિરા એકલી બેઠી હતી એવામાં તેને અકસ્માત્ વૃક્ષોની ઘનછાયામાં એક મનુષ્યની આકૃતિ જણાઇ. પુનઃ તેણે સૂક્ષ્મ દ્રષ્ટિ કરીને જોયું. હવે તે નગેંદ્રજ છે એવી તેની ખાત્રી થઇ. આ વખતે તેણે પોતાનો સ્વાંગ બદલ્યો નહોતો, પરંતુ તે પોતાનો હમ્મેશનોજ પોશાક પહેરીને આવ્યો હતો. તેને જોઇને હિરા આશ્ચર્યથી બોલી.—

"મહાશય ! આજે આપે મહાન ધાર્ષ્ટ્ય કીધું છે. જો આ વખતે આપને કોઈ જુએ તો આપ માર ખાધા વિના રહોજ નહિ."

"જ્યાં મારી હિરા છે ત્યાં મને શી બ્હીક છે ?"

એમ બોલી નગેંદ્ર છેક તેની નિકટ જઇને બેઠો. આ સુખનો થોડીવાર ગુપચુપ અનુભવ લઇને હિરા બોલી,—

"પરંતુ તમે અહીંઆં શા માટે આવ્યા છો ? તમારા મનમાં જેને મળવાનો ભાવ હતો તે હવે તમને મળી શકનાર નથી."

"મે મારો ઉદ્દેશ ક્યારનો પાર પાડ્યો છે. હવે તો માત્ર તારી મુલાકાત લેવાને માટેજ હું આવ્યો છું."

આવા ! મીઠા મીઠા મનલબી શબ્દોથી ફસાઇ ગયા વિના કિંચિત્ હાસ્ય કરીને હિરા બોલી:—

"એવું સુખ મારા નશીબમાં વિધાતાએ લખ્યું હશે એમ હું જાણતી નહોતી. અસ્તુ. પરંતુ જ્યારે તે સુખ સાક્ષાત્ મને મળ્યું છે ત્યારે આપનાં મુખનું દર્શન આંખની તૃપ્તિ થાય ત્યાં સુધી કરવાને

મને કોઇ પણ વિઘ્ન ન નડે એવે સ્થળે આપણે જઇશુ મારી પાછળ આવો. અહીંઆ આપણને પુષ્કળ વિઘ્નો નડવાનો સંભવ છે."

"ત્યારે આપણે ક્યાં જઇશુ ?"

"પેલી તરફના લતાગૃહમાં. ત્યાં જવાથી આપણને કાંઇ ભીતિ રહેવાની નથી. "હિરાએ ઉત્તર દીધો.

"મારે માટે તો તુ જરાપણ ભીતિ રાખીશ મા."

"તમારે માટે ભીતિ રાખવાનું કાંઇ પ્રયોજન નથી પરંતુ મારે માટેજ મને ભીતિ લાગે છે લોકો મને તમારી પાસે બેઠેલી જુએ તો મારે માટે તેઓ શુ અભિપ્રાય બાંધે વાર ?"

દેવેંદ્ર હિરાના મતને અનુકુળ થઇ બોલ્યો "ઠીક ત્યારે, ચાલો. પરતુ તારી સ્વામિની પાસે જઇ તેની અને મારી અગાઉની ઓળખાણ એકવાર પુન: તાજી કરાવજે હંકે !"

આ શબ્દો સાંભળતાંની સાથે જ હીરાની આંખ લાલ ભડક થઈ ગઈ અને તેણે ક્રોધ તથા તિરસ્કાર યુક્ત દૃષ્ટિથી નગેંદ્ર તરફ જોયું. પરંતુ તેની તે વખતની મુદ્રા કિંચિત્ અધારૂ હોવાથી દેવેંદ્રના જોવામા બરાબર આવી નહિ. થોડીવાર પછી તે બોલી:—

"પરંતુ તેની અને તમારી મુલાકાત શી રીતે થશે વારૂ ?"

"તારી મહેરબાની હશે તો સર્વ કાંઇ થશે."

"ત્યારે તો તમે અહીઆજ બેસો અને કોઇ આવે જાય તે તરફ દ્રષ્ટિ રાખો. હું જ તેને અહીંઆં તેડી લાવું છુ." હિરા બોલી.

તત્પશ્ચાત હિરા તે લતાગૃહમાથી બહાર પડી, અને કેટલાંક કદમ દૂર જઇને એક વૃક્ષની ઘન છાયા નીચે ઉભી રહી તથા પુષ્કળ રડી. પછી તે નગેંદ્રના મકાનમાં ગઇ, પરતુ તે કુંદાની પાસે ન જતાં

ચોકીદારોની બેસવાની જગા હતી ત્યાં ગઇ અને તે લોકો પ્રત્યે બોલી "ચાલો, ચાલો, ઉઠો, બાગમા કોઇ ચોર ઘુસ્યો છે."

આ શબ્દો સાંભળી દેવીસિગ, જમનાસિગ રામસિંગ, ઇત્યાદિ ચોકીદારો હાથમાં ઝટ ડાંગો પકડી ત્વરાથી બાગ તરફ દોડયા. દેવેંદ્ર દૂરથીજ તેમના જોડાનો દડ દડ અવાજ સાંભળ્યો અને તે કાળા મેંશ, રૂમાલ વતી બાંધેલી દાઢી વાળા, એક કરતા એક ઉચા એવા જબરદસ્ત મલ્લોને જોતાં વેંતજ એકદમ કુદીને બાગની બહાર પડયો, અને ઘણી ત્વરાથી જીવ લઇને નાશી ગયો. રામસિંગાદિ ઘણે દૂર સુધી તેની પાછળ દોડયા, પરતુ તે તેમને હાથ આવ્યો નહિ. તથાપિ તે છેક કોરો ગયો નહોતો. તેને ડંકુકાના તડાકા પડયા હતા કે નહિ તે કાંઇ અમારાથી ખાત્રી પૂર્વક કહી શકાતું નથી, પરંતુ અમારા સાભળવામાં આવ્યુ છે કે કેટલાક પહેરેગીરો તેને અતિ હલકી ગાળો દેતા દેતા દૂર સુધી ગયા હતા અને તેનો એક ચાકર પણ બીજે દિવસે દારૂની ધુનમાં એક પાડોશણની સાથે ગપ્પાં મારતો બેઠો હતો ત્યારે એમ બોલ્યો હતો કે —

" રાત્રે જ્યારે હું શેઠના અંગપર તેલ ચોળતો હતો ત્યારે તેની પીઠપર મેં બે ત્રણ સોડ પડેલા જોયા હતા."

દેવેંદ્રે ઘેર જઇને બે નિશ્ચય કર્યા. પહેલો નિશ્ચય એ હતો કે જ્યાં સુધી હિરા નગેંદ્રના ઘરમા છે ત્યાં સુધી પુન. આપણાથી ત્યાં પગ મુકાવાનો નથી, અને બીજો નિશ્ચય એ હતો કે હિરાપર વેર લીધા વિના આપણાથી રહી શકાવાનું નથી. આખરે તેણે ભયંકર રીતે તેના પર વેર લીધુ. હિરાને પોતાના અપરાધનું ફળ મળ્યું.—એવું સખ્ત અને કઠોર ફળ મળ્યું કે તે જોવાથી દેવેંદ્રનુ

હૃદય આટલું બધું કઠિન હતું તે પણ વિદીર્ણ થઇ ગયું આ વિષે-ની તાંત્રિક હકિકત પાછળ આવે છે.

---

## સપ્તદશ પરિચ્છેદ.

વર્ષાઋતુનું ભર યૌવન ચાલતું હતું. જ્યા ત્યાં પાણીજ પાણી થઈ ગયુ હતું આખા દીવસમા એક વાર પણ સૂર્ય દર્શન દેતો નહોતો. વૃષ્ટિની એકસરખી સતત ધાર ચાલતી હતી. કાશીમાં જવાના રસ્તા જો કે પાકા બાંધેલા હતા તો પણ વર્ષાદને લીધે સર્વત્ર કાદવજ કાદવ થઇ રહ્યો હતો તથાપિ આવા વખતે એક વટેમાર્ગુ તેવા રસ્તાપર ચાલતો હતો. તેણે બ્રહ્મચારીનો વેષ ધારણ કરેલો હતો. અંગપર ભગવાં વસ્ત્રો, ગળામાં રુદ્રાક્ષની માળા, કપોળપર મોટું તિલક, મસ્તકપર શુભ્ર કેશ; વળી એક હાથમાં તાડપત્રની છત્રી, અને બીજા હાથમાં પાણીનું એક પંચપાત્ર હતું. આ પ્રકારના સરંજામ સાથે તે વટેમાર્ગુ વૃષ્ટિ થવા છતાં અંધારામાં તે રસ્તે એકલો ચાલતો હતો. તેને રસ્તો, ખાડા, ટેકરા, કાઈજ સુઝતું નહોતું. અંધારૂં એટલુ બધું હતું કે જાણે પૃથ્વી કાજળથીજ આવૃત્ત હોયની તેવી દેખાતી હતી. તે છતાં પણ તે ચાલ્યોજ જતો હતો. કારણ કે જ્યારે તેણે જગતનોજ ત્યાગ કર્યો હતો, ત્યારે તેને તાપ શુ અને વૃષ્ટિ શું ? જેણે ઐહિક સુખોનો ત્યાગ કર્યો હોય, તેને પ્રકાશ અને અંધકાર, સારૂં અને માઠું, જમીન અને પાણી, સઘળું એક સરખુંજ. જે બ્રહ્મચારી હોય તેને કોની ભાતિ ? આ વખતે ઘણી રાત્રિ વહી ગઇ હતી. વચ્ચે વચ્ચે વિદ્યુતનો ચમકાર પણ થતો હતો. પરંતુ આ વિદ્યુતના અલ્પ પ્રકાશ કરતાં છેક અંધારૂંજ હોત તો સારૂં ? બન્નેના યોગથી ભીતિ વધારે લાગતી હતી.

આ રીતે તે બ્રહ્મચારી વર્ષાદ અને અંધકારમાં ધીમે ધીમે માર્ગક્રમણ કરતો હતો એટલામાં તેને કાને એક ધ્વનિ પડ્યો " હે દેવ ! હે દેવ ! હે માડી ! ઓહો ! " આવા અસ્પષ્ટ રીતે બોલાના શબ્દો અને તેની પાછળ નિશ્વાસ તેના કર્ણપટપર અથડાયા આ શબ્દો મુખમાં ને મુખમાજ ગુગળાઇ જતા જણાતા હતા. તથાપિ આ શબ્દો કોઇ પણ માનવી પ્રાણી અત્યંત સકટમા આવી પડવાથી બોલેછે એમ તેને લાગ્યુ તે બ્રહ્મચારી ત્યાં થોડીવાર થોભ્યો. થોડે થોડે અંતરે વિદ્યુતનો ચમકાર પણ થવાજ કરતો હતો

વિદ્યુતના સ્વલ્પ પ્રકાશથી તેને રસ્તાની બાજુએ કાઇ પડેલુ જણાયું. એ મનુષ્યનો નહિ હોય ? એવો પ્રશ્ન તેના મનમા સહજ ઉત્પન્ન થયો. તથાપિ તે ત્યાં તેવીજ સ્થિતિમાં ઉભો રહ્યો. પુન બીજીવાર જ્યારે વિદ્યુતનો ચમકાર થયો ત્યારે તેનું અનુમાન સત્ય નિવડયું. ત્યારે તે મોટેથી બોલ્યો " રસ્તાની બાજુએ પડેલું કોણ છે ? " પરંતુ કોઇએ ઉત્તર આપ્યો નહિ. ત્યારે પુનઃ તેણે તેજ પ્રશ્ન કર્યો. આ વખતે તે પડેલા માનવીના મુખમાંથી ધીમા, અસ્પષ્ટ, દીનતા ભરેલા શબ્દ બહાર પડયા. હવે તે બ્રહ્મચારીએ પોતાની છત્રી અને પંચપાત્ર એ વસ્તુઓ ત્યાંજ ભોંયપર મુકી દીધી અને પોતાના બન્ને હાથ લાબા કરી આમ તેમ તે માણસની શોધ કરવા લાગ્યો. આ પ્રમાણે તે થોડીવાર અથડાયો તે પછી કેશનો એક ઝુચડો તેના હાથમાં આવ્યો. તેણે પોતાનો હાથ જરા આગળ કર્યો તો કાંઈ મૃદુ અવયવની સાથે તેનો સ્પર્શ થયો. ત્યારે તે મોટેથી બોલ્યો " હાય ! હાય ! પ્રભૂ ! આતો કોઇ સ્ત્રી છે. "

તેણે પોતાની છત્રી અને પંચપાત્રને ત્યાંજ પડેલાં રહેવા દઇ તે

મરણોન્મુખ બેશુદ્ધ સ્ત્રીને પોતાના બે હાથ વતી પકડી અને તેનું મસ્તક ઉચુ કરી તેને સીધી બેસાડી. અને તે રસ્તો છોડી એક બીજો રસ્તો એક ગામ તરફ જતો હતો તે રસ્તે તે સ્ત્રીને ખાંધપર ઉંચકીને ચાલ્યો તેને રસ્તો સારી પેઠ વિદિત હોવાથી અંધારૂં પુષ્કળ હોવા છતા પણ તે અચકાયા વિના ચાલ્યો જતો હતો. તે ઘણો સશક્ત નહોતો. ને છતાં પણ તે તે સ્ત્રીને એકાદ બાળકની પેઠે ઉંચકીને તે ખાડા ટેકરાવાળા માર્ગે ચાલતો હતો. અન્યની સેવા કરવાની જેના મનમાં દ્રઢ ઇચ્છા હોય છે તે માણુસ પોતાનાં શરીરની દુર્બળતા તરફ લેશ પણ લક્ષ આપતો નથી.

આ રીતે તે બેસાવધ સ્ત્રીને પોતાની સ્કંધપર લઇને તે બ્રહ્મચારી ગામને પાદરે આવ્યો અને પાસેજ 'એક ઝુંપડી હતી તેનાં દ્વારમાં જઇને ઉભો રહ્યો. પછી તેણે અંદરનાં એક માણસને હાંક મારી " હરણી ! બેટા, તું ઘરમા છે કે ? " આ શબ્દો સાંભળી ઘરમાંથી એક સ્ત્રીએ પ્રત્યુત્તર વાળ્યો " મહારાજ બોલે છે કે ? મહારાજ આપ કયારે આવ્યા ? " બ્રહ્મચારી બોલ્યો " હું હમણાજ આવ્યોછું પણ પ્રથમ તુ ત્વરાથી દ્વાર ઉઘાડ. હું મોટી મુશ્કેલીમાં છુ. "

હરણીએ દ્વાર ઉઘાડયું. ઉક્ત બ્રહ્મચારીએ તેને દીપક સળગાવવાનું કહી પોતાની સ્કંધપરનો બોજો જમીનપર ઉતાર્યો હરણીએ દીપક સળગાવ્યો અને તે મરણોન્મુખ થયેલી સ્ત્રીની પાસે લાવી બન્ને જણુ તેને બરાબર નિહાળવા લાગ્યાં. તપાસતાં તેમને જણાયું કે આ સ્ત્રી વૃદ્ધ નથી, પરતુ તરુણ છે. તોપણ તે વખતની તેની સ્થિતિપરથી તેની વય અમુકજ છે એમ નિશ્ચય પૂર્વક તેમના જાણવામાં આવી શકયું નહિ. તે તેમને અતિ કૃશ થયેલી અને કોઇ દુ:સહ માનસિક

દુ:ખથી પીડાતી તેમને જણાઇ. તેમને લાગ્યું કે પૂર્વે તે અતિ રૂપવાન હોવી જોઇએ, પરંતુ હમણાં તેનું તે સૌંદર્ય રહ્યું નહોતું. તેની ચોળી અને વસ્ત્રો કાદવથી સર્વાંશે ખરડાઇ ગયેલાં હતાં અને તે હજારો સ્થળે ફાટી ગયેલાં હતા તેના કેશ છૂટા અને ભીના હતા અને તે સાધુની જટા જેવા દેખાતા હતા. તેની આંખો મિંચાયેલી હતી અને તે અતિ ઉંડી પેસી ગયેલી જણાતી હતી. તેની શ્વાસોચ્છ્વાસ ક્રિયા ચાલતી હતી, પરંતુ તે અતિ ધીમેથી ચાલતી હતી. આ સર્વ ચિન્હોપરથી તેમને લાગ્યુ કે આ સ્ત્રીનું મૃત્યુ છેક પાસે છે.

હરણીએ તે બ્રહ્મચારીને પૂછ્યું "મહારાજ! એ છે કોણ? આપને એ ક્યાં આગળ જડી?" બ્રહ્મચારીએ તેને સર્વ હકિકત અથેતિ કહી સંભળાવી અને તે અંતે બોલ્યો "એનુ મરણ નિકટ છે એમ મને સ્પષ્ટ જણાય છે તથાપિ જો કોઇ ઉપાયથી આપણે એના અંગમાં ઉષ્ણતા આણવાને શક્તિવાન થઇશું તો કદાચિત્ એ બચે ખરી. ચાલ, હું કહું તેમ કરતો જોઇએ શું થાય છે?"

ત્યાર પછી બ્રહ્મચારીએ તેના ભીનાં વસ્ત્રો કાઢી નાંખ્યાં અને કોરાં વસ્ત્રો પહેરાવ્યાં, તથા તેના વાળ પણ ઓળાવ્યા. ત્યાર પછી તેણે એક શગડી સળગાવી ધગધગતી કરી અને તેની આગળ આણી. પછી એક ચીથરાંનો કકડો ગરમ કરી તેને શેક કરવા માંડી.

બ્રહ્મચારી બોલ્યો "ઘણું કરીને તે ઘણા દિવસથી ભુખી છે. માટે ઘરમાં જો થોડું દુધ હોય તો તેને ગરમ કરી એના મોંમાં રેડ"

હરણીને ઘેર ગાય હતી તેથી તેણે તરતજ તાજું દુધ કાઢી આણ્યું અને થોડીવાર સુધી તેને અગ્નિપર મૂકી તેને પાવા લાગી.

અલ્પ સમયમાં તે બાઇની આંખો ઉઘડી એટલે હરણી બોલી "બાઇ તમે ક્યાંથી આવ્યાં છો ?"

તે સ્ત્રીએ જરા દમ ખાઇ ઉત્તર આપ્યો "હું ક્યાં છું, વારુ ?"

બ્રહ્મચારી બોલ્યો "તમને રસ્તાની બાજુએ પડેલાં જોઇ હુ અહીંઆ લઇ આવ્યો છું. તમારે ક્યાં જવું છે ?"

"મારે ઘણે દૂર જવું છે."

"તમારા હાથમાં ચુડો દેખાય છે, તે પરથી તમારા સ્વામિ-જીવંત હોય એમ જણાય છે."

આ સાંભળી તે દુઃખી બાઇનો ચહેરો વિશેષ ઉદાસી દેખાવા લાગ્યો; અને તેણે એક દીર્ઘ શ્વાસ છોડયો. આ જોઇ હરણી મનમાં ગુંચવાવા લાગી.

બ્રહ્મચારી બોલ્યો બાઇ તમને અમારે હાંક તે કેવી મારવી ? તમારૂં નામ શું ?" તે નિરાશ્રિત સ્ત્રીએ આમ તેમ શોકમય દૃષ્ટિ ફેંકી અને પછી તે બોલી "મારૂં નામ સૂર્યમુખી છે."

સૂર્યમુખીની તે વખતની બાહ્ય સ્થિતિ જોઇ તે બચશે એમ કોઇને લાગતું નહોતું. તેને શી વ્યાધિ છે તે બ્રહ્મચારી સમજી શકયો નહોતો. આથી બીજે દિવસે પ્રાતઃકાળમાં તેણે તે ગામના વૈદ્યને તેડું મોકલ્યું. તે ગામમાં રામકૃષ્ણરાજ નામનો એક સારો સુશિક્ષિત ગૃહસ્થ હતો અને મુખ્યત્વે કરીને વૈદ્યકનું તેને સારૂં જ્ઞાન હતું. ગા-મમાં ચારે તરફ તેની ઉત્તમ વૈદ્ય તરિકેની પ્રસિદ્ધિ થઇ હતી. તે ત્યાં આવ્યો અને તેણે તે સ્ત્રીની ઉત્તમ પ્રકારે ચિકિત્સા કરી અને રોગનાં સર્વ લક્ષણો તપાસી તે બોલ્યો:—

" આ બાઇને ક્ષય રોગ થયો છે. અને હાલ જ્વર એના હાડમાં ઘુસી ગયો છે. માટે મને લાગે છે કે એના વ્યાધિ અસાધ્ય છે. તથાપિ એકાદ ઇલાજ કારગત લાગે તો કદાચ ફાયદો થાય ખરો " પરંતુ આ શબ્દો તે સૂર્યમુખીની પાસે બોલ્યો નહોતો.

તે વૈદ્યે કાગળ ઉપર કેટલાક ઔષધોનાં નામ લખ્યા અને તે સૂર્યમુખીને આપવાની ફરમાસ કરી પરંતુ રોગીની બચવાની આશા નહોવાથી ફી વિષે તે કાંઇ બોલ્યો નહિ બીજાના જેવો તે લોભી મનુષ્ય નહોતો. રોગી જીવો કે મરો, પણ મારૂં ખીસ્સું ભરો એવી તેની વૃત્તિ નહોતી,

ત્યાર પછી બ્રહ્મચારીએ તે વૈદ્યને વાટે પાડયો અને હરિણીને પણ કાંઇ કામને માટે મોકલી દીધી અને પોતે એકલો સૂર્યમુખીની પાસે બેસી તેની સાથે વાત કરવા લાગ્યો. ત્યારે સૂર્યમુખી બોલી.—

" મહારાજ ! મારે માટે આપે આટલી બધી તસ્દી શા માટે લીધી ? મારે માટે આટલો પરિશ્રમ વેઠવાની આપને કાંઇ અગત્ય નહોતી "

બ્રહ્મચારી બોલ્યો " મેં તસ્દી શી લીધી ? એ તો મેં મારૂં કર્તવ્યજ કર્યું. અન્યનુ હિત કરવુ એજ મારૂં કર્તવ્ય છે. એમાં મેં મોટું કામ શુ કર્યું ? "

" આપ અન્યનું હિત ભલે કરો, પરંતુ આપની સહાય મને જરા પણ ઉપયોગની નથી "

" કેમ વારુ ? " બ્રહ્મચારીએ પ્રશ્ન કર્યો.

" હું સાજી થવાથી મારા જીવને કાંઇ પણ સુખ થનાર નથી. મને મરણ આવશે તોજ હું દુઃખમુક્ત થઇશ. કાલે રાત્રે હું રસ્તામાં

પડી હતી ત્યારે મને મરણ આવે તો સારૂં એવીજ મારી ઇચ્છા હતી. આપે મને અહીઆં આણવાનો પ્રયત્ન શા માટે કર્યો વારુ? જીવંત રહેવાથી મને દુઃખજ થનાર છે."

"તું આવા ઘોર સંકટમાં છે એની મને ખબર નહોતી તારૂં દુઃખ ગમે તેવું મોટું હોય તો પણ આત્મહત્યા કરવી એ મહાપાતક છે. આવું ગેરવાજબી કામ કદિ પણ કરીશ મા આત્મહત્યા કરવાથી અન્યની હત્યા કરવા જેટલુંજ પાપ લાગે છે"

મેં આત્મહત્યા કરવાનો જરા પણ પ્રયત્ન કર્યો નહોતો. અનાયાસજ મને મરવાનો પ્રસંગ આવ્યો હતો, તેથી મને મરવાની ઇચ્છા થઇ હતી. પરંતુ મરણદ્વારા પણ મને સુખની પ્રાપ્તિ થવાની નથીજ" આટલું બોલતાં તેનો કંઠ એકાએક રૂંધાઇ ગયો અને તે રોવા લાગી.

ત્યારે બ્રહ્મચારી બોલ્યો "જ્યારે જ્યારે તમે મરણની વાત કાઢો છો ત્યારે ત્યારે હું તમને રોતાં જોઉં છું તમારા મનમાં મરવાનો વિચાર છે. પરંતુ માજી, હું તમારા પુત્ર સમાન છું હું તમારો ધર્મ પુત્ર છું, એમ સમજો અને તમારી જે ઇચ્છા હોય તે મને કહો. તમારા દુઃખનું નિવારણ કરવાનો કાંઇ ઉપાય હોય તો તે મને કહો. એટલે હું તે પ્રમાણે કરીશ. આ કહેવાના વિચારથીજ મેં હરિણીને અહીંથી બહાર કાઢી છે અને હું તમારી સાથે એકલો બેઠો છું. તમારા બોલવાનું એકંદર તારતમ્ય એ છે કે તમે કોઇ આબરૂદાર કુટુંબનાં સ્ત્રી છો. તમારી મુખમુદ્રાપરથી સ્પષ્ટ જણાય છે કે તમને કાંઈ ચિંતા છે. ત્યારે તમે શી ચિંતામાં છો તે મને શા માટે કહેતાં નથી? બાઇ, તમે મને તમારા પેટના પુત્રવત્ સમજો અને તમારા મનમાં જે હોય તે મને ત્વરિત કહો."

ત્યારે સૂર્યમુખી આંખમાં અશ્રુ લાવી બોલી "હું મરૂં તો છું જ ત્યારે આવે વખતે શરમ શા માટે ધારણ કરવી? હું પતિનું મુખ જોયા વિના મરૂં છું એ શિવાય મને બીજું કાંઇ દુઃખ નથી. જો એકવાર મને તેમના મુખનુ દર્શન થશે તો મને સુખે મરણ આવશે."

બ્રહ્મચારી પોતાની આંખમાથી અશ્રુ લુછીને બોલ્યો "બાઇ, તમારા પતિ ક્યાં છે? હવે તમારાથી તેમની પાસે જઇ શકાશે તો નહિજ કારણ કે તમારામાં પાસુ ફરવવાની પણ શક્તિ રહી નથી. પરંતુ આ ખબર સાંભળી જો તેઓ અહીંઆ આવી શકતા હોય તો હુ તમારી સ્થિતિ પત્ર દ્વારા તેમને જણાવું."

આ શબ્દો સાંભળી સૂર્યમુખીનાં મુખપર જરા પ્રકાશ જણાયો. અને તે કિંચિત્ હસી. તત્પશ્ચાત્ તે બોલી "તેમનાથી આવી શકાય તો ખરૂં, પરતુ તેઓ આવશે કે નહિ તે કાંઈ નિશ્ચિત્ કહી શકાય નહિ. મે તેનો મહા અપરાધ કીધો છે. પરંતુ તેમની મારા પર પૂર્ણ માયા છે, તેથી કદાચ તેઓ મને ક્ષમા પણ કરશે. પરંતુ મારાં દુર્ભાગ્યે તેઓ અહીંઆથી ઘણે દૂર છે. તેઓ અહીંઆ આવી પહોંચે ત્યાં સુધી હું જીવંત રહીશ નહિ."

બ્રહ્મચારીએ બીજી અનેક વાતો પુછી; આથી તેનો પતિ ગોવિંદ પુરમાં છે એમ તેને જણાયું. તેણે ખડીઓ, કલમ અને કાગળ આણ્યાં અને સૂર્યમુખીના કહેવા પ્રમાણે ગોવિંદપુર પત્ર લખ્યો. તે પત્ર આ પ્રમાણે હતોઃ—

"સાહેબ! હું આપને સર્વથા અપરિચિત છું. હું જાતનો બ્રાહ્મણ છું અને મારૂં આયુષ્ય બ્રહ્મચર્યમાં ગાળું છું. તમે કોણ છો તે પણ હું જાણતો નથી.

મને માત્ર એટલી ખબર મળી છે કે શ્રીમતી સૂર્યમુખી આ-પની ધર્મપત્ની છે અધુના તેઓ મધુપુરમાં હરણી વૈષ્ણવીને ઘેર ભયંકર પીડા પામે છે. તેમને ઔષધોપચાર સતત કરવામાં આવે છે, પરંતુ તેઓ સાજાં થશે કે નહિ તે વિષે મને શકા છે તે-મની અંતિમ ઇચ્છા એ છે કે એકવાર તમારાં મુખનું દર્શન કરીને પછી પ્રાણ છોડવા તેને હાથે કોઇ અપરાધ થયો હોય તો પણ આ સમયે તે ક્ષમા કરી આપ આ તરફ ત્વરિત ચાલ્યા આવજો. આથી આપનો મારા પર મોટો ઉપકાર થશે. હું તેને માતાવત્ ગણુંછું. મેં તેમના એક પુત્રની પેઠે તેમની આજ્ઞાથી આ પત્ર લખ્યો છે. તેમનામાં પત્ર લખવાની જરા શક્તિ નથી. તમે રાણીગંજ થઇને આવજો ત્યાં શ્રીમંત માધવચંદ્ર નામના એક ગૃહસ્થ છે તેની ત-પાસ કરજો અને તેની આગળ મારૂં નામ લેજો એટલે તે તમારી સાથે એકાદ માણસ આપશે, એમ કરશો એટલે તમારે મધુપુર ગામ શોધવાની ખટપટ કરવી પડશે નહિ. જો તમારા મનમાં આવવાનો વિચાર હોય તો વિલંબ કરશો નહિ. ત્વરાથી ચાલ્યા આવજો. નહિ તો પ્રસંગ ચાલ્યો જશે. કામકાજ ફરમાવશો. તમારૂં કલ્યાણ થાઓ એ મારો આશિર્વાદ છે.

( સહી ) **શિવપ્રસાદ.**

પત્ર લખાઇ રહ્યા પછી બ્રહ્મચારી એ તેને પૂછ્યું. " સરનામું શું લખું ?"

સૂર્યમુખી બોલી " જ્યારે હરણી પાછી આવશે ત્યારે હું તમને કહીશ. "

થોડીવાર પછી હરણી ઘરમાં આવી એટલે સૂર્યમુખીએ પરબીડાપર "રા. રા. નગેંદ્રદત્ત ગોવિંદપુરકર, મુકામ ગોવિંદપુર" એવું સીરનામું લખી આપ્યું. બ્રહ્મચારી તે પત્ર લઇને ટપાલ ઓફીસમાં નાંખવા ગયો. તેના ગયા પછી સૂર્યમુખીએ અશ્રુપૂર્ણ નયન કરી બે હસ્ત જોડયા અને તે ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી. તે બોલી "હે સર્વ શક્તિમાન દેવાધિદેવ! જો મેં એકનિષ્ઠાથી મારા પતિની સેવા કરી હોય તો આ પત્રનો હેતુ સફળ કરજે. મારા આખા જન્મમાં પતિચરણ શિવાય હુ અન્ય કાંઇ જાણુતીજ નથી. આ એકનિષ્ઠ સેવાનું ફળનું મને હમણાં આપ એમ હું કહેતી નથી અને તેવી મારી ઇચ્છા પણ નથી. મારી ઇચ્છા એજ છે કે મને મરણ આવે તે પૂર્વે એકવાર પણ તું મારા પતિનું દર્શન કરાવ. મારી આ ઇચ્છા પરિપુર્ણ કરવાને તું સમર્થ છે."

થોડા દિવસમાં નગેંદ્ર કાશી જઇ પહોંચ્યો. કાશીથી તેણે ઠરાવ પ્રમાણે પોતાના મુનીમપર પત્ર લખ્યો. મુનીમે નગેદ્રના ગયા પછી જેટલા પત્રો આવ્યા હતા તે સર્વ કાશીને સીરનામે તેના પર મોકલી આપ્યા. શિવપ્રસાદનો પત્ર વાંચી જોતાજ નગેંદ્રનું હૃદય ફાટી ગયુ અને કપાળપર હાથ મારી તે સંતપ્ત થઇ બોલ્યો." હે સૃષ્ટિકર્તા દેવ? ક્ષણુભર મારી ચિત્તવૃત્તિ સ્થિર રાખ મને બેશુદ્ધ થવા દઇશ મા."

તેની આ પ્રાર્થના પ્રભૂના કાનપર પડી અને થોડીવાર સુધી તે શુદ્ધિમાં રહ્યો. તેણે પોતાના મુખ્ય નોકરને હાંક મારીને તેડાવ્યો અને કહ્યું "આજે રાતે ને રાતે મારે રાણીગંજ જવું જોઇએ. માટે તું સામાન સુમાન બરાબર બાંધીને તૈયાર કરી રાખ." આજ્ઞાનુસાર તે

નોકર તે તૈયારી કરવા લાગ્યો. એટલે નગેંદ્ર બેશુદ્ધ થઇને જમીન પર પડયો.

તેજ દિવસે નગેંદ્ર કાશી છોડીને રાણીગંજ જવા નીકળ્યો. અહાહા ! કાશી કેવું જગન્મોહક ક્ષેત્ર છે! તેનો દેખાવ કેવો મનોરમ છે! આવો વિલાસ છોડ વર્ષારૂતુની રાત્રિના સમયે સર્વ પ્રકારે સુખી હોય એવો કયો માણસ ત્યાંથી જાય? તે રાત્રે ચંદ્રપ્રકાશ પણ નહોતો ગંગાને કાંઠે ઉભા રહી ગમે તે દિશામાં દ્રષ્ટિ ફેંકવામાં આવે તો આકાશ ચારે તરફ અસંખ્ય તારાગણથી ભરેલું દેખાતું હતું. તેમજ પાણીમાં આકાશનું પ્રતિબિંબ પડેલું હોવાથી નીચે જાણે બીજું આકાશ નહોય તેવો ભાસ થતો હતો. પાસે આવેલાં ઘરોમાં બળતા દીપકનું પ્રતિબિંબ પણ પાણીમાં પડયું હતું. આ સર્વ શોભા જોઇ નગેંદ્રે પોતાની આંખ મીંચી. તે દિવસે તેનાથી સૃષ્ટિના મનોરમ દેખાવ પણ સહન થઇ શકતો નહોતો. શિવપ્રસાદનો પત્ર તેના મનમાં વારવાર આવતો હતો. તે પત્ર ગોવિંદપુરમા આવી પુષ્કળ દિવસ સુધી પડી રહ્યો હતો, એ વાત તે સારી પેઠે જાણતો હતો. તે પોતાના મનમાં બોલ્યો " આ વખતે સૂર્યમુખી કયાં હશે? તેની સ્થિતિ કેવી થઇ હશે? હું જઇ પહોચું ત્યાં સુધી તે જીવંત રહેશે કે નહિ? હે દેવ! તેનો અને મારો દ્રષ્ટિમેળાપ પણ થશે કે નહિ?" આવા વિચાર કરતો કરતો તે માર્ગક્રમણ કરવા લાગ્યો.

---

## અષ્ટાદશ પરિચ્છેદ.

જે દિવસે રાત્રે નગેંદ્રના પહેરેગીરોએ દેવેંદ્રને લાઠીના સપાટા લગાવી બાગમાંથી હાંકી કાઢયો તે દિવસે હિરાને અત્યાનંદ પ્રાપ્ત થયો

અને તે પોતાના મનમાં ખૂબ હસી. પરંતુ કેટલાક દિવસ વહી ગયા પછી તેને તે કૃત્યને માટે પશ્ચાતાપ થયો. તે મનમાં બોલી " તેનું અપમાન કર્યું એ કામ સારૂં કર્યું નહિ. એથી તેમને કોણ જાણે કેટલો ક્રોધ ચઢયો હશે ! હવે તેઓ મારૂ નામ સુદ્ધાં સ્મરશે નહિ. હવે મારી સર્વ આશા નષ્ટ થઇ."

હિરાએ દેવેંદ્રને જે શિક્ષા કરાવી હતી તે માટે તે પણ તેના-પર વેર લેવાની યુક્તિ રચવામાં ગુંથાયો હતો. અને તેણે હિરાને તેડું મોકલ્યું. ત્યારે તે બે ત્રણ દિવસ સુધી જાઉં કે ન જાઉં એવો વિચાર કરી આખરે તેની પાસે ગઇ. તેને જોઇને દેવેંદ્રે પોતાનો અસંતોષ જરાપણ દર્શાવ્યો નહિ, કિંવા બની ગયેલી ઘટનાનુ સ્મરણ પણ કરાવ્યુ નહિ. બીજી સર્વ વાત છોડીને તે તેની સાથે સુમિષ્ટ સંભાષણ કરવા લાગ્યો. જે પ્રકારે માછી મત્સ્યને પકડવાને માટે જાળ પાથરે છે તે પ્રમાણે દેવેંદ્રે હિરાને હસ્તગત કરવાને માટે પોતાની મધુર વાગ્જાળ પ્રસારી. હિરા પોતાની દુષ્ટ કામવાસના તૃપ્ત કરવા ઇચ્છતી હતીજ, તેથી તે પણ તે જાળમાં સહજ સપડાઈ. દેવેંદ્રનાં મધુર ભાષણથી તે મુગ્ધ બની ગયેલી હોવાથી તેનું કપટી ભાષણ તેને સર્વ થૈવ ખરૂંજ લાગ્યુ. તે મનમાં બોલવા લાગી " ખરેખર, ખરો પ્રેમ આજ છે. દેવેંદ્ર મારાપર પ્રીતિ રાખે છે એમા જરા પણ સંશય નથી."

હિરા ધૂર્ત હતી ખરી, પરંતુ તેની ધૂર્તના આ વખતે તેને જરા પણ કામ આવી નહિ. શંકરે ક્રોધનો ત્યાગ કર્યો હતો તેથી તેમનો યોગ ભંગ કરવાને માટે જે શક્તિ વાપરવામાં આવી હતી તેજ શક્તિના યોગથી હિરાની ધૂર્તતા નષ્ટ થઇ.

પછી દેવેંદ્રે પોતાની સતાર હાથમાં લીધી અને મધની ધુનમાં

તે કેટલાંક ગાયનો ગાવા લાગ્યો. તેના સુમધુર અવાજે તે વખતે કાંઇ એટલો તો બહાર ઉડાવ્યો કે તેથી હિરા સર્વથા મોહિત થઇ ગઇ. તેનું મન ચંચળ થયુ અને તે દેવેંદ્રના પ્રેમની આગળ પિગળી ગયુ. તે વખતે દેવેંદ્ર કેવળ મદનનો અવતાર અને સ્ત્રીને પ્રિય એવી જે વસ્તુ તેનુ સત્વજ ન હોય તેવો હિરાને દેખાવા લાગ્યો. આથી તેની આંખમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં.

ત્યારે દેવેંદ્રે પોતાની સતાર નીચે મુકી તેનાં અશ્રુપૂર્ણ નયન પોતાના રૂમાલ વતી લૂછવા માંડયાં આ વખતે હિરાનુ સર્વાંગ થર થર કંપવા લાગ્યું. પછી દેવેંદ્રે હિરાની એવી મશ્કરી કરવા માંડી અને પ્રેમ સંભાષણુમા દ્વિઅર્થી શબ્દો વાપરી તેમાં કાંઇ એવી શોભા આણી કે તેથી હિરાનુ મન સર્વાંશે તલ્લીન થઇ ગયુ. અને તેને એમ લાગ્યું કે "સ્વર્ગ સુખ તો આજ છે." દેવેંદ્રનાં મુખથી આવું પ્રેમ સંભાષણુ તેણે પૂર્વે કદિ સાભળ્યું નહોતુ. જો આ વખતે તેની ચિત્તવૃત્તિ સ્વસ્થ હોત તો તેને લાગ્યું હોત કે આ સ્વર્ગ નથી, પરંતુ સાક્ષાત્ નરકજ છે.

ખરો પ્રેમ શું છે તે દેવેંદ્ર મુદ્દલ જાણતોજ નહોતો. પરંતુ તેણે પ્રાચીન સંસ્કૃત કવિઓના પુષ્કળ ગ્રંથો વાંચેલા હોવાથી પ્રેમ સંભાષણુ કરવામાં તે નિષ્ણાત હતો. દેવેંદ્રનાં મુખદ્વાગ અવર્ણનીય પ્રેમરસ યુક્ત પુષ્કળ ગાયનો સાંભળી હિરાને પોતાનુ અંતઃકરણુ અને શરીર તેને અર્પણુ કરવાનુ મન થયું. તેનું સમગ્ર શરીર મદન-બાણુથી વિંધાઇ ગયું. તત્પશ્ચાત્ દેવેંદ્ર પુનઃ કોકિલાના જેવા સ્વરથી ગાવા લાગ્યો. ત્યારે હિરા પણુ મદનથી પ્રેરિત થઇ જનાની અવાજે તેની સાથે ગાવા લાગી. દેવેંદ્રે તેને ગાવાનો પુષ્કળ આગ્રહ કર્યો.

હિરા પ્રથમથીજ પ્રેમાનંદમાં લુબ્ધ થઇ હતી; હવે તેની આંખો મદનથી પૂરાઇ ગઇ અને આવી સ્થિતિમા તે કચિત હસી. પછી તે મદન પ્રાર્થનાનાં આનંદોત્સાહ યુક્ત શૃંગારિક ગાયનો ગાવા લાગી. ગાયનોની સમાપ્તિ થયા પછી તે ઉભય તે પાપી ખોલીમા પાપયુક્ત અંતઃકરણથી પાપવાસનાના પ્રબળ પ્રવાહમા ખેંચાઇ પાપાચરણ કરવાને પ્રવૃત્ત થયા.

પોતાના મનનો નિરોધ કેમ કરવો ને હિરા સારી પેઠે જાણતી હતી. પરંતુ આ વખતે તેને તેમ કરવાની ઇચ્છા નહોતી, તેથી તેણે મદનજ્વાળામાં પતંગની પેઠે ઝીંપલાવ્યુ. દેવેંદ્ર મારાપર ખરા અંતકરણથી પ્રેમ કરતો નથી એમ તેને લાગતુ હતુ તેથીજ અત્યાર સુધી તેના શીયળનો બચાવ થયો હતો. પરંતુ તેને દેવેંદ્રપર પ્રેમ થયો એટલે તેનો મારાપર પ્રેમ છે એમ તેણે માની લીધુ અને એથી તેણે પોતાના મનનો નિરોધ કરવાની ઇચ્છાજ કરી નહિ. આથી તેને આ વખતે વિપલતાએ આવેલુ ફળ ભક્ષણ કરવુ પડ્યુ.

લોકો કહે છે કે પાપની શિક્ષા આપણને આ જન્મમાં ભોગવવી પડે છે એ અમે સમજી શકતા નથી. આ વાત ખરી હોય કે ખોટી હોય, પરંતુ જે લોકો પોતાના મન અંકુશમાં રાખતા નથી તેમને પાપની શિક્ષા અવશ્ય ભોગવવીજ પડે છે એમ અમે તો ખાત્રીથી માનીએ છીએ.

---

## એકોનવિંશ પરિચ્છેદ.

વર્ષાઋતુની આખરના દિવસો છે. ભાદ્રપદની સમાપ્તિ થઇ આશ્વિનના પણ કેટલાક દિવસો ગયા છે. ક્ષેત્રોમાંનું પાણી ઘણે અંશે

સુકાઇ ગયું છે ભાત પાકી ગયું છે તેથી ભાતનાં ખેતરો પીળાં દેખાય છે પ્રભાતમાં ઝાકળના બિંદુઓ વૃક્ષપત્રો પરથી ટપટપ નીચે પડે છે. એવા સમયમા એક દિવસ પ્રાત કાળે મધુપુરને રસ્તે એક પાલખી ચાલતી હતી તે જોઇને ત્યાના સર્વ છોકરાંઓ હારબંધ ઉભાં રહ્યાં. તેમજ વૃદ્ધ અને તરૂણ સ્ત્રીઓ તથા સુકુમાર બાળાઓ પોતાની કમ્મરે ગાગર ટેકવી તે પાલખી જોવાને ઉભી રહી કૃષિકારો સુદ્ધાં મસ્તકે પટકા બાધી અને હાથમા દાતરડા લઇ ખેતરમા કાપણી કરવા જવાનુ છોડીને પાલખી જોતા ઉભા રહ્યા ગામના કેટલાક વજનદાર લોકો પોતાને ઓટલેજ બેસીને આ પાલખી જોતા હતા એટલામાં અંગ્રેજી ફેશનના બુટ વાળો એક પગ પાલખીમાંથી બહાર નીકળતો જણાયો. આથી સર્વ જણે એવો વિચાર કર્યો કે આ કોઇ અગ્રેજ અમલદાર છે

જ્યારે નગેદ્ર પાલખીમાં ઉતર્યો ત્યારે તેને પાંચ છ જણે સલામ કરી. કારણકે તેણે ટોપી, ઈજાર, બુટ વગેરે સર્વ પોશાક અંગ્રેજી ઢાઢનો પરિધાન કર્યો હતો કેટલાકને એમ લાગ્યું કે આ પોલીસ ઇન્સ્પેકટર છે. કેટલાકને લાગ્યુ કે આ ફોજદાર હશે. ત્યાં એકઠા થયેલા માણસોમાથી એક વૃદ્ધ પુરૂપને નગેદ્રે પૃછ્યું " શિવપ્રસાદ બ્રહ્મચારી કયાં રહે છે "

તે વૃદ્ધ પુરુપને લાગ્યું કે આ ખુનના કેસની તપાસ કરવા આવ્યો છે, માટે આપણે એને ખરો જવાબ આપવો એ યોગ્ય નથી. તે બોલ્યો " સાહેબ ! હું કેવળ નાનાં બાળક જેવો છુ. હું એ કામમાં કાંઇ જાણતો નથી મે તેનું નામ સુદ્ધાં કદિ સાંભળ્યું નથી. આપ કોઇ બીજા માણુસને પુછશો એટલે તે તમને તેનો પત્તો આપશે. "

નગેન્દ્રને લાગ્યુંકે કોઇ શિક્ષિત મનુષ્યનો ભેટો થયા વિના તે બ્રહ્મચારીનો પત્તો લાગનાર નથી તે ગામમાં શિક્ષિત માણસો ઘણા હતા. તેથી નગેન્દ્ર એક શિક્ષિત મનુષ્યને ઘેર ગયો. ઇશ્વરકૃપાથી તે ઘર રામકૃષ્ણરાજ વૈદ્યનું જ હતું. આપણે ઘેર કોઇ પરકીય મનુષ્ય આવે છે એમ જાણી વૈદરાજ બે પગલાં આગળ ગયા અને તેમને હાથ જોડીને "આવો, બેસો" એમ આદર માન સાથે કહ્યું. ત્યાં નગેંદ્રે શિવપ્રસાદ બ્રહ્મચારીની તપાસ કરી તો તેને જણાયું કે તે બ્રહ્મચારી બીજે ક્યાંક ચાલ્યો ગયો છે. આ ખબર મળતાં નગેંદ્રનું ધૈર્ય છેક ખૂટી ગયું અને તે નિરાશ થઇ તે વૈદ્યને કહેવા લાગ્યો—

" તે બ્રહ્મચારી ક્યાં ગયો છે ? "

" તે કાંઈ હું જાણતો નથી. તે એકજ સ્થળે ઘણા દિવસ સુધી રહેતો નથી. "

" તે પાછો ક્યારે આવશે તેની પણ કોઇને ખબર છે કે નહિ ?"

" મને પણ તેની આગળ જરૂરનું કામ હતું તેથી મેં પણ તેની ચોકસી કરી હતી, પરંતુ મને પણ કોઇએ તે વિષે કાંઇ કહ્યું નથી."

" તેને અહીંથી ગયાને દિવસ કેટલા થયા છે ?"

" પ્રાય: એક માસ થયો હશે. "

" આ ગામમાં હરણી વૈષ્ણવી નામની એક બાઇ રહેતી હતી તેનું ઘર મને કોઈ દેખાડશે ?"

" હરણી વૈષ્ણવીનું ઘર આજ રસ્તા પર હતું. પરંતુ હવે તે રહ્યું નથી. આગ લાગીને બળી ગયું છે. "

નગેંદ્રે પોતાના કપાળપર હાથ માર્યો અને તેણે છેક ધીમે સ્વરે તે વૈદ્યને પૂછ્યુઃ—

"ત્યારે વારુ હરણી કયાં છે?"

"તે કોણ જાણે ક્યાં ગઈ છે? જે રાત્રે તેનું ઘર બળી ગયુ ત્યારથી તે ક્યાંક નાશી ગઇ છે અને કેટલાક લોકો તો એમ પણ કહે છે કે તેણે સ્વતઃ પોતાનાં ઘરને આગ લગાડી હતી."

નગેંદ્ર અચકાતો અચકાતો બોલ્યો "તેના ઘરમાં બીજી એકાદ સ્ત્રી રહેતી હતી કે નહિ?"

"ના. શ્રાવણ માસમાં કોઈ એક સ્ત્રી બિમાર પડીને તેને ઘેર આવી હતી તેને તે બ્રહ્મચારીજ પોતાની સાથે લઇ આવેલો હતો તેનુ નામ સૂર્યમુખી હતું, એમ મારા સાંભળવામા આવ્યુ છે. તે બાઇનાં અંગમાં ક્ષય રોગનાં ચિન્હો જણાતાં હતાં અને તેને ઔષધ પણ હુંજ આપતો હતો. અને તે ઔષધથી તેની પ્રકૃતિમાં કાંઇક ફેર પણ પડયો હતો પરતુ હવે—" નગેંદ્ર દીર્ઘ નિઃશ્વાસ નાંખી બોલ્યો "હવે શું?"

વૈદ્ય બોલ્યો "હરણીનું ઘર જ્યારે આગ લાગવાથી બળી ગયુ ત્યારે તે સ્ત્રી પણ બિચારી તેમાં બળી મુઇ."

આ શબ્દો સાંભળી નગેદ્રે પોતાના કપાળમાં જોરથી હાથ માર્યા અને તે મુર્ચ્છિત થઇ ખુરશી પરથી નીચે પડયો. કારણ કે ઉક્ત શબ્દો સાંભળી તેનાં હૃદયમાં જબરદસ્ત ધક્કો લાગ્યો હતો. વૈદ્ય તો પાસેજ હતો તેથી તેણે યોગ્ય ઉપચારો કરી તેને પુનઃ શુદ્ધિમાં આણ્યો.

દુઃખથી ઓતપ્રોત ભરેલાં આ જગતમાં જીવવાની ઇચ્છા સૌને

હોય છે. પ્રત્યેક માણસના ઘરમા વિષવૃક્ષ વૃદ્ધિ પામે છે પરંતુ તે કોને ગમે છે વારુ? હે સૃષ્ટિ નિર્માણ કરનાર પરમેશ્વર! તે આ જગત્ સુખમયજ શા માટે બનાવ્યુ નહિ? જો તેં આ જગત્ સુખમય બનાવવાનું ધાર્યું હોત તો તેમ કરવાની તારા અગમા શક્તિ નહોતી કે? તો પછી તે આટલું બધું દુઃખ શા માટે ઉત્પન્ન કર્યું?

અસ્તુ તે દિવસે સધ્યાકાળે નગેદ્ર જ્યારે પાલખીમાં બેસી પાછો ફર્યો ત્યારે માર્ગમા તેના મનમાં અનેક વિચારો આવ્યા તે પોતાના મનમાં બોલ્યો "શુ હવે મારૂં સર્વ સુખ નષ્ટ થયુ? નષ્ટ થયું? સુખ? તે તો સૂર્યમુખી ગઇ તેજ દિવસે નાશ પામ્યુ. તો હમણાં શું નષ્ટ થયુ? આશા? જ્યા સુધી મનુષ્યને આશા હોય છે ત્યાં સુધી સર્વસ્વ નાશ પામતું નથી પરતુ એક વખત આશા નષ્ટ થઇ એટલે તેની સાથે સર્વસ્વનો નાશ થાય છે."

માટે હવે તેણે પુનઃ ગોવિંદપુર જવાનો વિચાર કર્યો પરંતુ ત્યાં જઇને રહેવાનો તેનો વિચાર નહોતો પોતાના જીવનની બરાબર વ્યવસ્થા કરી ઘરને છેલ્લા રામ રામ કરી પાછા ફરવું એવી તેની ઇચ્છા હતી. તેણે વિચાર કર્યો કે "મારી જમીનદારી ઘર અને મેં સ્વયં મેળવેલી બીજી સ્થાવર મિલ્કત મારા ભાણેજ સતીશ્ચંદ્રને નામે કાયદેસર ચઢાવી આપું. આ માટે એકાદ વકીલની પાસે મુસદ્દો તૈયાર કરાવવો જોઇએ; નહિ તો તે સરકાર દરબારમાં ચાલે નહિ. જંગમ મિલ્કત અને કુંદાને કલકત્તે મોકલી દઉં. ને મારા સ્વતઃ ના નિર્વાહને માટે સરકારી ત્રિજોરીમાં કાંઇક અનામત રકમ મૂકું. મિલકતના હિસાબના ચોપડા શ્રીશચંદ્રને સ્વાધીન કરૂં." સૂર્યમુ-

ખીના દાગીના પોતાની ભગિનીને ત્યાં મોકલવાનો વિચાર નગેંદ્રને રુચ્યો નહિ. કારણ કે તેણે યમરાજાનુ તેડું આવતાં તે દાગિના તરફ દ્રષ્ટિ નાખીને પોતાના પ્રાણ છોડવાનો નિશ્ચય કર્યો હતો. આથી તેણે તે દાગિના પોતાની પાસેજ રાખવાનો ઠરાવ કર્યો. આ રીતે સર્વ વ્યવસ્થા બરાબર રીતે કરીને, જે સ્થળે સૂર્યમુખીએ પોતાની દેહ છોડી હતી તે સ્થળે પુનઃ આવીને પછી તિર્થયાત્રા કરતા ફરવું એવો તેણે ઇરાદો રાખ્યો. જ્યા સુધી આપણા જીવમાં જીવ છે ત્યાં સુધી પૃથ્વીના કોઇક ખુણામા પડી રહેવું એવો તેનો વિચાર હતો.

નગેંદ્ર પાલખીમાં બેસીને માર્ગક્રમણ કરતો હતો તે વખતે તેના મનમા ઉપરોક્ત વિચારો ઘોળાતા હતા. પાલખીની બન્ને બાજુનાં દ્વાર ખુલ્લાં જ હતાં આશ્વિનના શુકલપક્ષની રાત્રિ હોવાથી આકાશમા અગણિત તારા દેખાતા હતા રસ્તાની બન્ને બાજુએ તારના સ્તભ હતા, તેમાં વાયુ ભરાવાથી ભૂંભૂં અવાજ તેમાંથી નીકળતો હતો પરંતુ તે રાત્રીએ નગેંદ્રને એક પણ તારો સુંદર લાગતો નહોતો ચદ્રનો શીતલ પ્રકાશ પણ તેને ઉગ્ર લાગતો હતો. સર્વ સુશોભિત વસ્તુઓથી તેને ત્રાસ છુટતો હતો આ સમસ્ત દુદુનિયાજ દુષ્ટ છે એમ તેને લાગતું હતું. સૌખ્યના સમયમા જે વસ્તુ સુંદર લાગે છે તે દુઃખના સમયમાં ત્રાસદાયક શા માટે લાગતી હશે? નગેંદ્રને આજ પર્યંત કોમલ અને શીતલ ચંદ્રકિરણદ્વારા આલ્હાદ ઉત્પન્ન થતો હતો, તેજ કિરણો તેને ઉગ્ર શા માટે લાગતાં હશે? આકાશ પૂર્વના જેટલું નીલવર્ણ, અને તેટલુંજ સ્વચ્છ હતું, તારાઓ પણ તેટલાજ ચકચકિત છે. વાયુની શીતલ અને મંદ લહરિઓ પૂર્વવતજ ચાલી રહી છે. પશુઓ પણ હમ્મેશની પેઠે સ્વેચ્છાથી વિહાર કરી રહ્યાં છે. માનવીઓ પણ તેટલાંજ આનંદી અને

હસતાં મુખનાં છે. પૃથ્વી પોતાનો નિત્યક્રમ ચલાવે છે. ઘરધંધા પણ રોજની પરિપાટી પ્રમાણે સરલ રીતે ચાલે છે. તો પછી નગેંદ્રને સર્વ વિપરીત કેમ દેખાય છે? આ જગતની ક્રૂરતા તેને અસહ્ય લાગી. તે મનમાં બોલ્યો "પૃથ્વી કેમ ફાટતી નથી કે હું તેમાં શમાઇ જાઉં ?"

આવા વિચાર કરતાં કરતાં નગેંદ્રને જણાયુ કે "આ સર્વ દુઃખનુ કારણ હું સ્વયંજ છુ. સર્વ દોષ મારોજ છે." હમણાંજ તેને બત્રીસમુ વર્ષ બેઠું હતું. એટલામાં તો તેનું સર્વસ્વ નાશ પામ્યું. આ જગતમાં સુખ મેળવવાનાં જે જે સાધનો છે તે સર્વ ઇશ્વરે તેને આપ્યાં હતાં. સંપત્તિ, સુખ, મોટાઇ, માન. આ સર્વ સાંધનો બાલ્યાવસ્થાથીજ તેને મળ્યાં હતાં. માત્ર એક બુદ્ધિ વિના આ સર્વ સાધનો નિરર્થક થઇ પડયાં હોત. પરંતુ બુદ્ધિ પણ ઇશ્વરે તેને સારી આપી હતી તેનાં માતપિતાએ તેને શિક્ષણ આપવામાં જરાપણ કસર રાખી નહોતી તેનો પિતા પણ મોટો વિદ્વાન હતો. સૌંદર્ય, ગુણ, શક્તિ, આરોગ્ય, એ સર્વ વસ્તુ દેવે તેને ઉદાર હસ્તે આપી હતી. ઠીક; જે બક્ષીસ આ જગતમાં અમૂલ્ય ગણાય છે એવી જે સુંદર પતિપરાયણ સ્ત્રી તે પણ તેને મળી હતી બીજા કયા મનુષ્યને આથી અધિક સુખનાં સાધનો હતાં? અને આજે તેના કરતાં અધિક દુઃખી પ્રાણી આ પૃથ્વી પર કોણ હતો? જો આજે કોઇએ તેનું સૌંદર્ય, માન, દ્રવ્ય, તારુણ્ય, બુદ્ધિ, વિદ્યા વગેરે સર્વ લઇને તેને બદલે તેને પાલખી ઉંચકનાર ભોઇની સ્થિતિ આપી હોત તો તેને તેણે દૈવી બક્ષીસ કિંવા અનુપમ સ્વર્ગ સુખજ માન્યું હોત. તે મનમાં બોલ્યો "ભોઈ તો શુ પરંતુ મારા કરતાં અધિક દુઃખી

એવો કોઇ તુરંગમાંનો કેદી પણ જડશે કે ? મારા જેવો અપવિત્ર બીજો કોણ હશે ? હું ખૂની છું, કારણ કે મેં સૂર્યમુખીનો જીવ લીધો છે. જો મેં મારૂં મન સ્વાધીન રાખ્યું હોત તો તેને પરદેશમાં આ પ્રમાણે મરવાનો વારો આવ્યો હોત કે ? માટે હું તેનો ઘાતક છુ. પિતૃઘાતક, માતૃઘાતક, પુત્રઘાતક એ મારા કરતાં અધિક પાતકી નથી તેના કરતા મારૂં પાપ શતપટ અધિક છે. શું સૂર્યમુખી માત્ર મારી પત્નિજ હતી કે ? ના તે મારૂં સર્વસ્વ હતી. તે સલાહ આપવામાં બધુ જેવી, કાળજી લેવામાં ભગિની જેવી, મમતા રાખવામાં માતા જેવી, ઉપદેશ દેવામાં ગુરૂ સરખી અને સેવા કરવામાં દાસ સમાન હતી. મારી સૂર્ય મુખી ! એવી ગુણિયલ સ્ત્રી બીજા કોને હશે ? ઘર કાર્યમાં સાહાય્યકર્ત્તા, હૃદયમાંની મૂર્તિ, ગળાનું ભૂષણ, આંખની કીકી, અંતઃકરણનું રક્ત, દેહનું જીવન, સૌખ્યની ખાણ, ઐાદાસીન્યમાં આશ્વાસન આપનાર, મનને ઉપદેશ કરનાર, કામ કરવામાં સ્ફુર્તિ આપનારી, આંખનુ તેજ, કર્ણનું વાદ્ય, જીવનનો શ્વાસ, સ્પર્શ માત્રથી સ્વર્ગ સુખ દેનારી, એવી એક માત્ર સૂર્યમુખીજ હતી. મારૂં વર્તમાનનું સુખ, ગતકાલની સ્મૃતિ, ભાવી સુખની આશા, પરલોકમાં તારણુ કરનારી, એવી મારી સૂર્યમુખી હતી, તેમ છતાં પણ આ હતભાગી મનુષ્ય તેને ઓળખી શકયો નહિ. હર હર ! દુર્દૈવ મારૂં ! કુકૂડ મોતીની પરીક્ષા શી રીતે કરી શકશે ?”

આવા વિચાર તેના મનમાં ઘોળાતા હતા એવામાં એકાએક તેના મનમાં એવી કલ્પના આવી કે “ હું પાલખીમાં બેસીને આનંદથી માર્ગક્રમણ કરૂંછું. પરંતુ સૂર્યમુખી પગે ચાલતાં છેક થાકી ગઇ છે.” આથી તે એકદમ પાલખીમાંથી ભુસ્કો મારી બહાર પડયો અને પગે ચાલવા લાગ્યો. અને પાલખી તેની પાછળ ખાલીજ આવવા

લાગી. પ્રાતઃકાળમાં જ્યારે તે બજારમા આવી પહોચ્યો ત્યારે તેણે શેષ પ્રવાસ પગે કરવાનો નિશ્ચય કરી પાલખી સહિત ભોઇઓને રજા આપી.

"સૂર્યમુખીનાં મરણને માટે પ્રાયશ્ચિત કરવામાં હું મારૂં સર્વ જીવિત નિર્ગમન કરીશ. તે કેવુ પ્રાયશ્ચિત ? સૂર્યમુખીને ઘરનો ત્યાગ કર્યા પછી જે જે સુખો મળ્યાં નહોતાં તે તે સવને હું આજથી તિલાંજલિ આપીશ. દ્રવ્ય દાસ અને મિત્ર એ પૈકી કોઇને પણ હું મારી પાસે રાખીશ નહિ. તેને જે દુ.ખો સહન કરવા પડયાં તે તે દુઃખો હુ હવે મારી દેહને આપીશ. ગોવિંદપુરથી જે દિવસે હુ પાછો ફરીશ તે દિવસથી સદૈવ પગેજ ચાલીશ માત્ર ભાત ખાઇને નિર્વાહ કરીશ અને વૃક્ષની નીચે કિંવા પર્ણકુટિમાં નિદ્રા લઇશ. આથી અધિક પ્રાયશ્ચિત તે બીજુ શુ હોઈ શકે ? જ્યારે જ્યારે એકાદ અનાથ નિરાશ્રિત બાઈ મારી દ્રષ્ટિએ પડશે ત્યારે ત્યારે મારાથી બનશે તેટલી મદદ હુ તેને કરીશ મારે માટે અલાહેદાં કાઢેલાં દ્રવ્યમાથા ફક્ત નિર્વાહને માટે જોઇએ તેટલુંજ હુ મારી પાસે રાખીશ, અને શેષ સર્વ અનાથ સ્ત્રીઓની સુશ્રૂષાને માટે આપી દઇશ. મારા દ્રવ્યનો જે ભાગ સતીશ્ચંદ્રને આપવામા આવશે તેમાથી પણ અર્ધો ભાગ હુ જીવંત રહું ત્યાં સુધી નિરાધાર સ્ત્રીઓને મદદ કરવા માટે આપવો એવી વ્યવસ્થા કરાવીશ પ્રાયશ્ચિત્! પ્રાયશ્ચિત્! પાપને માટે પ્રાયશ્ચિત કરી શકાશે પરંતુ દુઃખને માટે પ્રાયશ્ચિત નથી અર્થાત અંતરની જ્વાળા બુઝાવાની નથી. દુઃખનું પ્રાયશ્ચિત મરણ શિવાય બીજું નથી મરણ આવ્યા પછીજ મનુષ્ય દુ.ખ મુક્ત થાય છે. તો પછી હુ એવા પ્રકારનું પ્રાયશ્ચિત્ શા માટે લેતો નથી. ?"

તત્પશ્ચાત્ નગેંદ્રે પોતાનાં મુખપર હસ્ત મુકી અને મનમાં દેવનું સ્મરણ કરી પ્રાણ ત્યાગ કરવાનો વિચાર માંડી વાળ્યો.

---

## વિશ પરિચ્છેદ.

એક દિવસ રાત્રીના સમયે શ્રીશચંદ્ર ભોજનોત્તર પોતાનાં દિવાનખાનામાં એકલોજ બેઠો હતો એટલામા નગેંદ્ર ત્યા આવ્યો અને હાથમાંની ઝોળી દૂર ફેંકી દઇ ચુપચુપ બેઠો. શ્રીશચંદ્ર તેની દીનાવસ્થા જોઇ મનમાં અતિ ગભરાયો પરંતુ તેને એની સ્થિતિનું કારણ શી રીતે પુછવું તે સુઝે નહિ. બ્રહ્મચારીનો પત્ર નગેંદ્રને કાશીમાં મળ્યો અને તે ત્યાંથી મધુપુર ગયો, એ વાત તેને વિદિત હતી. ઘણી વાર થઇ પરંતુ નગેંદ્ર બોલવાનો પ્રારંભ કરતો નથી, એમ જ્યારે શ્રીશચંદ્રે જોયું ત્યારે તેણે તેનો હાથ પોતાના કરમાં ધર્યો અને તે બોલ્યો.—

"નગેંદ્ર, તમે કાંઇજ બોલતા નથી, તેથી મને ઘણું માઠું લાગે છે. તમે મધુપુર ગયા હતા કે નહિ?"

"ગયો હતો."

"તમને તે બ્રહ્મચારી મળ્યો હતો કે નહિ?"

"ના, નહિ મળ્યો હતો"

"સૂર્યમુખીનો પત્તો તમને લાગ્યો કે નહિ? તે ક્યાં છે?"

નગેંદ્ર ઉંચે આકાશ તરફ આંગળી બતાવી બોલ્યો "સ્વર્ગમાં છે."

ઉભય થોડીવાર સુધી મસ્તક અવનત કરી બેઠાઃ તત્પશ્ચાત્ નગેંદ્ર પોતાનું મસ્તક ઉન્નત કરી બોલ્યો "તમે સ્વર્ગ ખરૂં માનતા નથી, પરંતુ હું તો માનું છું."

શ્રીશૂચંદ્ર જાણુતો હતો કે પૂર્વે નગેંદ્ર સ્વર્ગને ખરૂં માનતો નહોતો. તે છતાં પણ હવે તે તેને ખરૂં કેમ માને છે તે તેને સમજાયુ. તેણે એવી કલ્પના કરી કે "નગેદ્રનું સ્વર્ગ એ પ્રેમની સૃષ્ટિ છે. સૂર્યમુખીનો અંત આવ્યો એ વિચાર એના મનમાં વારંવાર આવ્યા કરતો હોવાથી તે દુઃખ તેનાથી સહન થઇ શકતું નથી. એથી તે મનમાં વારવાર બોલે છે કે સૂર્યમુખી સ્વર્ગમાં છે.' અને એજ વિચારથી એને થોડી ઘણી સ્વસ્થતા થાય છે."

ઉભય પૈકી કોઇ આગળ બોલ્યુ નહિ. શ્રીશચંદ્રને લાગ્યુ કે એનું સમાધાન કરવાનો આ સમય નથી આ વખતે બીજાનું બોલવું અને એની પાસે બીજાનુ બેસવુ એને વિષવત્ અને કંટાળા ભરેલું લાગે એમાં સંશય નથી. આથી તે નગેદ્રના એકાંત વાસને માટે એક યોગ્ય ખોલી જોવાને ત્યાંથી ચાલ્યો ગયો. જમવા ચાલો એમ સુદ્ધાં તેનાથી નગેદ્રને કહેવાયુ નહિ, આથી તેણે તે કામ કમળાને સોંપ્યું.

પરતુ સૂર્યમુખી સ્વર્ગ વાસિની થઇ એમ જ્યારે કમળાએ સાંભળ્યું ત્યારથી તેને કાંઇ કામકાજ સુઝયુ નહિ. તે રાત્રે તે સતીશ્ચંદ્રને પણ પોતાની પાસે ન લેતાં એક તરફ જઇ રોવા લાગી. ઘરનાં દાસ દાસીઓએ જ્યારે તેને છૂટા કેશ સહિત ભૂમીપર પડેલી જોઇ ત્યારે તેઓ સતીશ્ચંદ્રને છોડી પ્રથમ તેની પાસે ધાયાં. પરંતુ તે છોકરો કાંઇ પાછળ એકલો રહે? તે પણ તેમની પાછળ પાછળ કમળાની પાસે ગયો. પ્રથમ તો તે પોતાની માતા પાસે જઇને ગુપચુપ ઉભો રહ્યો. અને પછી તે પોતાની નાની સરખી આંગળી તેની દાઢી નીચે ઘાલી તેનું મુખ ઉંચું કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. ક-

મલાએ ઉંચે જોયું પરંતુ તે તેની સાથે કાંઇ બોલી નહિ. પોતાની માતાને આશ્વાસન આપવાને માટે તેણે તેને ચુંબન કર્યું. ત્યારે તેણે તેને પોતાની બગલમા લીધો, પરંતુ તેને ચુંબન કર્યું નહિ કે તેની સાથે કાંઇ બોલી નહિ; સતીશ્ચંદ્રે પોતાનો હાથ તેનાં ગળાની આસપાસ વિંટાળ્યો અને ધીમે ધીમે તેના ખોળાપર આવી મોટેથી રોવા લાગ્યો. તે બાળકના રોદનનુ કારણ શું હશે તે માત્ર એક પરમેશ્વર શિવાય તેના પેટમાં પ્રવેશી બીજો કોણ જાણી શકે એમ છે. ?

કોઇ પણ ઉપાય કરી નગેદ્રનું ચિત્ત બીજી વાતમાં પરોવી દેવું અને તેના દુ:ખની થોડે ઘણે અંશે વિસ્મૃતિ કરાવવી એવા ઉદ્દેશથી શ્રીશૂચંદ્રે તેની આગળ કાંઇક ખાવાનુ આણ્યુ. ત્યારે નગેદ્ર બોલ્યો "મને બિલકુલ ક્ષુધા નથી. મારે ખાવુ બાવું કાંઇ નથી. માત્ર તમે જરા મારી પાસે બેસો. મારે તમારી સાથે પુષ્કળ વાત કરવી છે. અને એટલા માટે જ હું તમારી પાસે આવ્યો છુ." તત્પશ્ચાત્ નગેદ્રે રામકૃષ્ણ રાજ વૈદ્યે કહેલી સર્વ હકિકત શ્રીશૂચદ્રને નિવેદન કરી અને તે પોતે હવે પછી શું કરવાનો હતો તે પણ તેને જણાવ્યુ. આ સર્વ હકિકત સાંભળી લઇ શ્રીશૂચંદ્ર બોલ્યો "તમને તે બ્રહ્મચારી મળ્યો નહિ એ મહદ્ આશ્ચર્યની વાત છે. કારણ કે કાલેજ તે તમને શોધવાને માટે કલકત્તાથી મધુપુર ગયો છે."

"શું બોલો છો ? તે બ્રહ્મચારી તમને કેવી રીતે મળ્યો હતો ?"

"તે મહાન સજ્જન છે. તમારા તરફથી પત્રનો ઉત્તર મળ્યો નહિ તેથી તે તમારી શોધ કરવાને માટે ગોવિંદપુર ગયો હતો ત્યાં ગયા પછી તેને એવી ખબર મળી કે તે પત્ર તમારા તરફ કાશી રવાના થયો છે. આથી તેનાં મનનું સમાધાન થયુ. અને તે કોઈની

સાથે ઝાઝી ચર્ચા ન કરતાં પરભાર્યો કાંઇ કાર્ય નિમિત્તે પુરૂષોત્તમ ક્ષેત્ર ગયો. ત્યાંથી તે પુનઃ ગોવિંદપુર આવ્યો. તથાપિ ત્યાં તેને તમારે વિષે કાઇ પણ ખબર મળી નહિ. આ વખતે તેને માત્ર એટલી ખબર મળી કે "જો તમે કલકત્તે શ્રીશચંદ્ર કને જશો તો કદાચ ત્યાં તેમનો પત્તો લાગશે." આથી તે બીજે દિવસે મારી કને આવ્યો. મેં તેને તમારા તરફથી આવેલો પત્ર બતાવ્યો. પછી રાણીગંજમાં રાત્રે તમારો મેળાપ થશે એવી આશાથી તે કાલેજ પુનઃ ગોવિંદપુર જતો રહ્યો "

"કાલે રાત્રે હુ રાણીગંજમાં નહોતો. પરંતુ તેણે તમને સૂર્યમુખીની કાંઇ હકિકત કહી છે?

"હું તે સર્વ હકિકત તમને કાલે કહીશ."

"તે હકિકત સાંભળવાથી મારૂં દુઃખ દ્વિગુણ વૃદ્ધિંગત થશે એમ તમને લાગતું હશે, પરંતુ તેમ ધારશો નહિ. જે હોય તે મને કહો; હું તમને હાથ જોડીને પ્રાર્થના કરૂં છું."

તત્પશ્ચાત શ્રીશચંદ્રે સૂર્યમુખી કાશીના રસ્તાપર પેલા બ્રહ્મચારીને મળી ત્યાંથી તેનું ભયકર પ્રકારનું દુઃખવું, ઔષધોપચાર અને તેની પ્રકૃતિને થયેલો આરામ ઇત્યાદિ તે બ્રહ્મચારીને મુખેથી સાંભળેલી સર્વ હકિકત નગેંદ્રને કહી સંભળાવી. વચ્ચે વચ્ચે જે સાંભળવાથી અત્યંત દુઃખ થાય એવી વાતો હતી તે ગાળી નાંખીને અંતે તે બોલ્યો "સૂર્યમુખીને જે જે સંકટો સહન કરવાં પડયાં તે રામકૃષ્ણરાજ વૈદ્યે તમને કહ્યાં નથી?"

---

# વિષલતા.

## (ભાગ ૩ જો)

આ વચનો સાંભળતાંજ નગેંદ્ર એકદમ ઘરમાંથી બહાર નીકળ્યો. શ્રીશૂચંદ્ર તરતજ તેની પાછળ ગયો હોત; પરંતુ નગેંદ્રે તેને આવવા દીધો નહિ. ગરિબ બિચારો નગેંદ્ર ! તેણે ઘણીવાર સુધી આમ તેમ ફેરા આંટા માર્યા કર્યા. શ્રીશૂચંદ્રની નજર ચૂકવી મહોલ્લામાંની ગર્દીમાં ભરાઇ છટકી જવાની તેની ઇચ્છા હતી. પરંતુ તે વખતે ત્યા માણુસોની ગર્દીજ નહોતી. તેથી તે પુનઃ ઘરમા આવ્યો અને શ્રીશૂચંદ્રની પાસે બેઠો. તેણે શ્રીશૂચંદ્રને પ્રશ્ન કર્યો " તે કયાં ગઇ હતી અને તેણે શું કર્યું હતું તેની ખબર બ્રહ્મચારીએ તેને મુખેથી સાંભળી હશે. માટે તેણે તમને તે વિષે જે કાંઇ કહ્યું હોય તે તમે મને કહો." આ વચનો સાંભળી શ્રીશૂચંદ્ર બોલ્યોઃ—

" હવે એ વાત રહેવા દો થોડી વિશ્રાંતિ તો લો."

આથી નગેંદ્રને ક્રોધ આવ્યો અને તેણે શ્રીશૂચંદ્રને પાછળની હકિકત કહી સંભળાવો એવો આગ્રહ કર્યો.

નગેંદ્રની બોલચાલ પરથી તે ગાંડો થયો છે એમ શ્રીશૂચંદ્રને સંપૂર્ણ રીતે સમજાયું. તેનો ચ્હેરો કાળો ઠીકરાં જેવો થઈ ગયો હતો. આથી એની ઇચ્છા વિરુદ્ધ કાંઈ પણ કાર્ય કરવાથી વિપરીત પરિણામ આવશે એવી ભીતિથી શ્રીશૂચંદ્ર પાછળની હકિકત કહેવા લાગ્યો. આથી નગેંદ્રને જરા ઠીક લાગ્યું.

"સૂર્યમુખી ગોવિંદપુરથી નીકળી ધીમે ધીમે માર્ગક્રમણ કરવા લાગી." શ્રીશચંદ્ર બોલ્યો.

નગેંદ્ર વચ્ચેજ બોલી ઉઠયો "તે દરરોજ કેટલા ગાઉ ચાલતી હતી ?"

"ગાઉ, દોઢ ગાઉ."

તેણે ઘરમાંથી એક કોડી સુદ્ધાં લીધી નહોતી તો તેણે ખાધું શુ હશે?

"તેણે કેટલાક દિવસ ભિક્ષા માગીને પેટ ભર્યું. કેટલાક દિવસ ઉપવાસ કરીને કાઢયા અને કેટલાક દિવસ તો માત્ર પાણી—"

આ વખતે નગેંદ્રે 'જો હું મરી જાઉં તો સૂર્યમુખી મને મળશે કે ?' એવા શબ્દો ઉચ્ચારી પોતાનો પ્રાણ કાઢી નાંખવાને માટે બે હાથ વતી પોતાનું માથું જોરથી દાબ્યું. શ્રીશચંદ્ર એકદમ તેની પાસે દોડી ગયો અને તેના હાથ પકડી "હાં હાં ! આ શું ?" એમ કહી તેને ધમકાવ્યો. પછી તેણે તેને જણાવ્યુ "જો તમે ચુપચુપ બેસીને સાંભળશો તો હું આગળ વાત કરીશ નહિ તો હું જરા પણ વાત કરીશ નહિ"

પરંતુ તેનો એકપણ શબ્દ નગેંદ્રના સાંભળવામાં આવ્યો નહિ, કારણ કે તે બેભાન થઇ ગયો હતો. તેણે પોતાની આંખ મીંચી સ્વર્ગસ્થ સૂર્યમુખીની મૂર્તિનું ધ્યાન ધર્યું. 'તે એકાદ રાણીની પેઠે રત્નજડિત સિંહાસનપર બેઠી છે, તેના કેશની સાથે પુષ્પ સૌગંધ્યથી સુગંધી થયેલો વાયુ રમે છે, તેની આસપાસ પક્ષીઓ મંજુલ ધ્વનિથી ગાયન ગાય છે. તેના ચરણ સમક્ષ અનેક કમળ પુષ્પો વિકસી રહ્યાં છે. સિંહાસનની ઉપર હજારો ચંદ્ર પ્રકાશી રહ્યા છે; તેની

આસપાસ અગણિત તારક સમુહ દીપી રહ્યા છે. નગેંદ્ર સ્વતઃ એક અંધકારમય કોટડીમાં પડયો છે અને તેનાં સમગ્ર શરીરને કષ્ટ થાય છે. પિશાચો વારંવાર તેના અંગપર મુષ્ટી પ્રહાર કરે છે અને સૂર્ય-મુખી પોતાના હસ્ત લાંબા કરી પોતાનું રક્ષણ કરે છે ' એવો દેખાવ તેણે સ્વપ્નમાં જોયો.

શ્રીશચંદ્રે નગેંદ્રને મહા પ્રયાસે જાગૃત કર્યો. તે મોટેથી બુમ પાડી આરડવા લાગ્યો. " સૂર્યમુખી ! પ્રાણ પ્રિયા સૂર્યમુખી ! તું ક્યાં છે ? " આ બરાડો સાંભળતાં શ્રીશ્ચંદ્ર અતીશય ગભરાઇ ગયો અને તે એક શબ્દ પણ ન બોલતાં ચુપચુપ બેસી રહ્યો. અંતે અલ્પ સમય પશ્ચાત્ નગેંદ્ર પૂર્વ સ્થિતિમાં આવી બોલ્યો:—

" વારુ, પછી શું થયુ ? "

" હવે હું શું કહું ? " શ્રીશચંદ્રે સ્હામો પ્રશ્ન પૂછ્યો.

" આગળ વાત કરો. જો તમે આગળ વાત નહિ કરશો તો હું તમારી સમક્ષ મસ્તક ફોડી પ્રાણ આપીશ. "

હવે શ્રીશચંદ્ર આગળ વાત કરવા લાગ્યો " સૂર્યમુખીને આવાં દુઃખ કાંઇ ઘણા દિવસ પડયાં નહિ. કોઇ શ્રીમંત બ્રાહ્મણ સ્વકુટુંબ સહવર્તમાન કાશી જતો હતો. આ વખતે સૂર્યમુખી નદિ તટે એક વૃક્ષની નીચે હતી સુદૈવવશાત્ તે બ્રાહ્મણનું કુટુંબ રસોઇ કરી ભોજન કરવાને માટે ત્યાંજ ઉતર્યું. તે બ્રાહ્મણની પત્નિએ સૂર્યમુખીની સાથે ઘણીવાર સુધી વાર્તાલાપ કર્યો, આથી સૂર્યમુખીની સર્વ હકિકત તેના જાણવામાં આવી. સૂર્યમુખી બોલી કે " હું પણ કાશીજ જાઉં છું. " આથી તે સ્ત્રીએ તેને પણ પોતાની સાથે પોતાની હોડીમાં બેસાડી લીધી. "

તે બ્રાહ્મણની શોધ કરી તેને સારૂં પારિતોષિક આપવાના ઇરાદાથી નગેંદ્ર બોલ્યો "તે બ્રાહ્મણ કયાંનો રહીશ છે? તેનું નામ શું છે?" શ્રીશચંદ્રને તે વાતની કાંઇ ખબર નહોતી. નગેંદ્રે તેને વાત આગળ ચલાવવાનો પુનઃ આગ્રહ કર્યો ત્યારે તે બોલ્યો "સૂર્યમુખી જાણે તે બ્રાહ્મણના ઘરનુજ એક માણસ ન હોય તે પ્રમાણે તે પ્રવાસ કરતી કરતી બારીપુર પર્યંત ગઇ. તે કલકત્તાથી રાણીગંજ સુધી આગગાડીમાં ગઇ અને ત્યાંથી બળદ ગાડીમાં બારીપુર ગઇ. અહીંઆં સુધી તે સુખરૂપે ગઇ હતી"

"પછી શું તે બ્રાહ્મણે તેનો ત્યાગ કર્યો હતો?"

"ના, સૂર્યમુખીએ સ્વયં તેની રજા લીધી. તમારૂં દર્શન કર્યા વિના તેનાથી કેટલા દિવસ રહી શકાય વારુ? તેથી તે બારીપુરથી પાછી ફરી."

આ શબ્દો બોલતાં બોલતાં શ્રીશચંદ્રની આંખમાંથી અશ્રુ ધારા ચાલવા લાગી. આથી નગેંદ્રની લાગણી પણ ઉશ્કેરાઇ આવી અને તે શ્રીશચંદ્રની સ્કંધપર પોતાનું મસ્તક નાંખી રોવા લાગ્યો. શ્રીશચંદ્રના ઘરમાં આવ્યા પછી નગેંદ્રે રોદન કર્યું નહોતું. તેને એટલું બધું દુઃખ થયું હતું કે તેની આખમાંનું પાણી પણ સૂકાઇ ગયું હતું. પરંતુ આ વખતે તેના દુખને બહાર પડવાનો સંપૂર્ણ માર્ગ મળ્યો. તેણે બાળકની પેઠે પુષ્કળ રોદન કર્યું. આથી તેનું દુઃખ અલ્પાંશે કમી થયું. જે દુઃખને લીધે રોદન બહાર ન પડે તેને મૃત્યુનો દૂત સમજવો. થોડીવાર પછી જ્યારે નગેંદ્ર જરા શાંત થયો ત્યારે શ્રીશચંદ્રે તેને કહ્યું:—

"હવે આજે આ વિષય સંબંધે કાંઈ પણ બોલવાની આવશ્યકતા નથી, બસ, આટલેથીજ બંધ કરો."

"હવે કહેવાનું બાકીજ શુ રહ્યું છેજે ? પાછળથી જે બન્યું તે મેં મારી આંખદ્વારાજ જોયુ છે. બારીપૂરથી તે એકલી મધુપુર ચાલતી ગઇ. રસ્તામા શ્રમ, ઉપવાસ, તાપ, વર્ષાદ, નિરાશા, દુઃખ વગેરેથી સૂર્યમુખી આજારી પડી અને અંતે તેથીજ તેનો અંત આવ્યો."

આ સાંભળી શ્રીશ્ચચંદ્ર થોડીવાર સુધી સ્તબ્ધ રહ્યો. તેના મુખ. માંથી એક પણ શબ્દ બહાર પડતો નહોતો. અંતે તે બોલ્યો "હવે તમે તે વાત મનમાં શા માટે આણો છો ? જે થયુ તે થયુ. તેમાં તમારો કાંઇ અપરાધ નથી. તમારા હાથથી તેને ક્રોધ આવવા જેવું અથવા ખરાબ લાગવા જેવું કાંઇ કૃત્ય થયુ નથી. તમારી સ્વતઃની કસૂર નહોવા છતાં જે ઘટના આપોઆપ બની છે તેને માટે પશ્ચાતાપ કરવાનું કાંઇ પ્રયોજન નથી."

તોપણ નગેંદ્રના મનનું સમાધાન થાય નહિ. તેને તો બસ એમજ લાગતું હતું કે સર્વાશે હુંજ અપરાધી છું. એ પણ યથાર્થજ છે. કારણ કે જો તેણે પોતાના હૃદયમાંથી વિષવૃક્ષનું બીજજ કાઢી નાંખ્યુ હોત તો આવો પ્રસંગ શા માટે આવ્યો હોત ?

---

## એકવિંશ પરિચ્છેદ.

હીરાએ પોતાનું અમુલખ રત્ન એક કોડીને બદલે આપી દીધું. સદ્ગણને દિર્ઘ કાળ પર્યંત જાળવી રાખતાં અતિ કષ્ટ થાય છે. પરંતુ એકજ પળની બેદરકારીને લીધે તે હાથથી જાય છે. તેવોજ પ્રકાર હીરાના સંબંધમાં બન્યો હતો. જે દ્રવ્ય મેળવવાને માટે તેણે પોતાનું અમુલખ્ય રત્ન વેચ્યું હતુ તે ફુટી બદામની કિમ્મતનું પણ

નહોતું. ! કારણ કે દેવેંદ્રનો પ્રેમ નદીના પૂર જેવો ક્ષણિક હતો. ત્રણ દિવસમાં તે પૂર વહી ગયું. હવે બિચારી હીરા કાદવમાં સપડાઇ. જે પ્રમાણે કોઇ કૃપણ અને યશલોભી મનુષ્ય અનેક દિવસથી સંચિત કરી રાખેલું દ્રવ્ય પોતાના પુત્રના લગ્ન પ્રસંગે અથવા એવાજ એકાદ આનંદોત્સવ પ્રસંગે એક દિવસમાં ખર્ચી નાંખે છે તે પ્રમાણે હીરાએ આટલા દિવસ સુધી સાચવી રાખેલુ શીયલ માત્ર અલ્પ સમયનાં સુખને માટે ગુમાવી દીધું ! અને તે નષ્ટવિત્ત કૃપણની પેઠે પાછળથી અપાર દુઃખસાગરમાં નિમગ્ન થઇ.

જે પ્રમાણે નાનું બાળક લીલા રંગની કેરી ચાખીને મીષ્ટ નહિ લાગવાથી તેને ફેંકી દે છે, તદ્વત્ દેવેંદ્રે હીરાનો પરિત્યાગ કર્યો. આથી તેને અતિશય દુઃખ થયુ. દેવેંદ્રે તેની પાછળ પાછળ ફરવાનો વખત તેને માટે આણી મૂક્યો એટલા માટે તે દુઃખી થઇ એટલુજ નહિ, પરંતુ તેનો સહવાસ કીધાથી સ્ત્રીઓમાં તેની આબરૂ હલકી પડી તેથી પણ તેને દુઃખ પેદા થયુ હવે તેને કોઇને મુખ બતાવવાનો વખત રહ્યો નહિ. આ વિચાર તેના મનમાં નિત્ય આવતો હતો અને તેથી તેને અસહ્ય દુઃખ ઉત્પન્ન થતું હતું. અંતે એક દિવસ દેવેંદ્રનો મેળાપ થયો ત્યારે તે તેને ચરણે પડીને બોલી "પ્રિયકર! મારો તિરસ્કાર કરો મા." ત્યારે દેવેંદ્રે ઉત્તર આપ્યો "આજ પર્યંત મેં તારૂં મન સંતુષ્ટ રાખ્યુ તે માત્ર કુંદાની પ્રાપ્તિ તારા દ્વારા થશે એવી આશાથીજ રાખ્યુ હતું. હવે જો તું તેનો મેળાપ કરાવી આ-પશે તોજ અત્યાર પછી તારી સાથે સંબંધ રાખીશ; નહિ તો નહિ. તારાં તારુણ્યને યોગ્ય એવી બક્ષિસ મેં તને આપી છે. માટે હવે તું તારે કપાળે કાજળ લગાડીને ભલે તારે ઘેર જા. મને તારી ગરજ નથી."

આ ભાષણ સાંભળી હીરા એટલી બધી સંતપ્ત થઇ કે તેને ચારે તરફ અંધકારજ ભાસવા લાગ્યો. જ્યારે તેનો ક્રોધ જરા ન્યુન થયો ત્યારે તે દેવેદ્રની સમક્ષ ઉભી રહી અને પોતાનાં મનની તૃપ્તિ થઇ ત્યાં સુધી તેણે તેના મુખનું દર્શન કર્યું. ત્યાર પછી તેણે નીચ જાતિની સ્ત્રીઓ જે પ્રમાણે બિભત્સ ગાળો દે છે તે પ્રમાણે દેવેદ્રને ઉધડો લીધો. અતે દેવેંદ્રથી જ્યારે હીરાની ગાળો સહન થઇ શકી નહિ ત્યારે તેણે તેને લાત મારીને પોતાનાં વિલાસમંદિરમાંથી બહાર કાઢી. હીરા તો માત્ર અન્યાયીજ હતી, પરંતુ દેવેંદ્ર તો અન્યાયી અને મૂર્ખ હતો. અસ્તુ. આ રીતે તે શાશ્વત ( ! ) પ્રેમનો અંત આવ્યો. !

હીરાની આ પ્રકારે માન હાનિ થવાથી તે ત્યાંથી એકદમ નીકળી, પરંતુ પોતાને ઘેર ગઈ નહિ. ગોવિંદપુરમાં એક નીચ જાતીનો વૈદ્ય રહેતો હતો. તેનો ધંધો પણ નીચ જાતીમાંજ મુખ્યતઃ ચાલતો હતો. તેને ઔષધિનું કાંઇ જ્ઞાન હતું નહિ. તે માત્ર પ્રાણનાશક વિષમય ગોળીઓ કેમ બનાવવી તે સારી પેઠે જાણતો હતો. હીરા આ વાત જાણુતી હતી કે તે વિષમય ગોળીઓ બનાવવાને માટે પોતાની પાસે વનસ્પતિ, ધાતુ, સર્પ વગેરે અનેક પ્રકારની વિષમય વસ્તુઓ રાખતો હતો. આથી તે તે દિવસે તેને ઘેર ગઇ અને તેને એક બાજુ બોલાવી ધીમેથી તેના પ્રત્યે બોલી'—

" રાત્રે એક શિયાળ આવીને મને અતિ ત્રાસ આપે છે. તે રોજ આવીને મારા વાસણો ઉઘાડી અનાજ ખાઇ જાય છે. માટે એ શિયાળને માર્યા વિના મારાથી રહી શકાય એમ નથી. આજે હું ભાતમાં થોડું વિષ મેળવી દઇશ તો તે તે ખાઇને મરણ પામશે.

તમે પુષ્કળ વિષમય વસ્તુઓ રાખો છો એ વાત હું જાણું છું. માટે ત્વરિત પ્રાણાંત થાય એવું એકાદ વિષ મને વેચાતું આપશો ?"

ઉક્ત ચાંડાલને હીરાએ કરેલી વાત સત્ય લાગી તે બોલ્યો:—

"બાઇ, તમારે જે જોઇએ છે તે વસ્તુ મારી પાસે છે ખરી, પરંતુ મારાથી તે તમને વેચાતી આપી શકાય એમ નથી. હું વિષ વેચું છુ એ વાત જો લોકોના જાણવામાં આવશે તો રાજદૂતો મને અવશ્ય પકડશે."

"તે વાતની તમે જરા પણ ચિંતા કરશો મા. હું આ વાત કોઇને પણ કહેનાર નથી. જો મારૂં કહેવું તમને સત્ય લાગતું ન હોય તો હું ગંગાના કિંવા મારી સ્વામિનીના સોગંદ ખાવાને તૈયાર છું. એ શિયાળ મરી જાય એટલું વિષ મને આપો, એટલે હું તમને રૂ. ૫૦) આપીશ."

આ શબ્દો સાંભળી તે ચાંડાલને એવી પાકી ખાત્રી થઈ કે આ સ્ત્રીના મનમાં કોઇનો પણ પ્રાણ લેવાનો વિચાર છે. તે છતાં પણ તેનો ૫૦) રૂપિઆ લેવાનો લોભ છૂટતો નહોતો; તેથી તે વિષ વેચાતું આપવાને તૈયાર થયો. હીરા શીઘ્ર ઘેરથી રૂપિઆ લાવી અને તેને તે રૂપિઆ આપ્યા. ત્યાર પછી તે વૈદે એક કાગળના પડીકામાં પ્રાણનાશક વિષ બાંધી તે પડીકું હીરાને સ્વાધીન કર્યું. તેને લઇને હીરા ઘેર જતી જતી બોલી —

"જો જો હં! આ વાત કોઇને જાણવા દેશો મા. આ વાત બરાબર ધ્યાનમાં લેજો. નહિ તો આપણે ઉભય માર્યા જઇશું."

"બાઇ, હું તમને ઓળખતો નથી. તો પછી હું આ વાત કોઇને શી રીતે કહી શકીશ ?" તે ચાંડાલે પ્રત્યુત્તર આપ્યો.

હીરા જરા પણ આશંકા કર્યા વિના પોતાને ઘેર ગઇ. તેણે પોતાના હાથમા તે પડીકું લીધુ અને તેના તરફ થોડી વાર જોઇને તે મોટેથી રોવા લાગી પછી તે આંખ લૂછીને બોલી—

"શુ વિષ ખાઇને મારે પ્રાણ હાનિ કરવી? એવો તે મેં કયો અપરાધ કર્યો છે? જેણે મારાં સર્વસ્વનો નાશ કર્યો છે તેને ઠાર કર્યા શિવાય હું શા માટે મરૂ? હું કાંઇ વિષ લેતી નથી. જેણે મારી ખરાબી કરી મને આ દશામાં આણી છે તેનેજ પ્રથમ આ વિષ ખવરાવવું જોઇએ. નહિ તો તેની હૃદયેશ્વરી જે કુંદા તેને વિષ ખવરાવવું જોઇએ. આ ઉભયમાંથી ગમે તે એક જણ મરે ત્યાર પછી જો જરૂર પડશે તો હુ મરીશ. પરતુ ત્યાં સુધી હું વિષ પ્રાશન કરવાની નથી."

એક દિવસ હીરાની માતામહ ધીમે ધીમે જેષ્ટિકાને ટેકે ટેકે રસ્તે ચાલી જતી હતી. તેને જોઇને ગામમાંના બાળકો એકઠાં થયાં અને વિચિત્ર ગાયન ગાતાં તથા તાળીઓ પાડતા તેની પાછળ પડયાં. તેમનાં ગાયનમાં તે વૃદ્ધાને લાગુ પડે એવો કાંઇ અર્થ હતો કે નહિ તે વિશેષ શંકાજ છે. પરંતુ એટલી વાત તો સાચી કે તેઓ મોટેથી ગાયન ગાતાં હતાં તેથી તે ડોશીને ચીડ ચઢતી હતી. થોડીવાર છોકરાંઓનો આવો ક્રમ ચાલ્યો એટલે તે વૃદ્ધાને ખૂબ ચીડ ચઢી અને તે ગુસ્સાભેર બોલી "મુઆં અહીથી દૂર થાઓ! તમારૂં સત્યાનાશ જાય, તમારો બાપ મરે તમારો! મારી મશ્કરી શા માટે કરો છો?" આવી અનેક પ્રકારની અનેક ગાળો તેણે દીધી. બાળકો નિત્ય તેને આ પ્રકારે ચીડવતા હતા અને તે આ પ્રકારે નિત્ય તેમને ગાળો ભાંડતી હતી.

આ રીતે વૃદ્ધા આગળ અને બાળકો પાછળ એમ ચાલતાં ચાલતાં તેઓ નગેંદ્રના મહાલયની નિકટ આવી પહોંચ્યાં. હવે તે બિચારી વૃદ્ધા પેલા દુશ્મનોના હાથમાંથી છૂટી નગેંદ્રના મકાનના દરવાજા આગળ લાંબી કાળી દાઢીવાળા લઠ્ઠ પહેરેગીરોને બેઠેલા જોઇ બાળકો પાછાં નાઠાં, પરતુ તે કાંઇ ગુપચુપ ગયા નહિ. તેમાંનો એક છોકરો બોલ્યો:—

રામસિંગ એ બડા શિપાઇ !
ચોર દેખતાં નાશી જાય !

બીજો બોલ્યો:—

ભીમસિંગજી હવાલદાર !
ખાતો સૌના હાથનો માર !
દારૂ પીએ ભારો ભાર !

ત્રીજો બોલ્યો:—

લાલસિંગ એ બડા શિપાઇ !
નાચે છુમછુમ ગાયન ગાય !
પૂર્વ કહેના પશ્ચિમે ધાય !
એવો રજપુત એ કહેવાય !

આ કોલાહલ સાંભળી પહેરેગીરો બિભત્સ ગાળો દેતા તેની પાછળ દોડયા. પરંતુ તેમાંનો એક પણ છોકરો તેમના હાથમાં આવ્યો નહિ હીરાની માતામહ લાકડીના ટેકાથી જેમ તેમ કરીને નગેંદ્રના મકાનની પાસે એક ઔષધાલય હતું ત્યાં આવી. અને વૈદ્યને જોઇને બોલી:—

" અરે ભાઇ! વૈદ્ય મહારાજ ક્યાં છે ? "

" માજી ! હું પોતેજ વૈદ્ય છુ " વૈદ્યે જવાબ આપ્યો.

" અરે ભાઇ, મને સુઝતું નથી, હં ! હું હમણાં એંશી ને આઠ વર્ષની થઇ છુ. હું મારૂ દુઃખ તમને શુ કહુ ? મને એક પુત્ર હતો, તે મરી ગયો. મારી એક પૌત્રી હતી, પરંતુ તે પણ હમણાં—"

અહીંઆં તેનું હૈયું ભરાઈ આવ્યું અને તે ડુસકે ડુસકે રોવા લાગી.

" ડોશીમા ! તમને થયું છે શું ? " વૈદ્યરાજે પૂછ્યું.

આ પ્રશ્નનો ઉત્તર ન દેતાં તે ડોશીએ પોતાનીજ રોદનકથા ચાલુ રાખી અને તે પુન. રોવા લાગી તેનું રોદન બંધ થયુ ત્યારે વૈદ્યરાજે તેને પૂછ્યું " તમને શુ થયુ છે ! " પુનઃ તે પોતાનીજ કથા કહેવા લાગી, પરંતુ જ્યારે વૈદ્યરાજે તેને કહ્યું કે " મને બીજું એક અગત્યનું કામ છે, માટે મારે ત્વરાથી જવું જોઇએ. માટે તને જે દુઃખ હોય તે કહે" ત્યારે તેણે પોતાની રોદનકથા બંધ કરી અને હિરા, હિરાની માતા તથા હિરાના પતિની કથા આરંભી

અંતે તેના કહેવાનો ભાવાર્થ મહા પ્રયાસે વૈદ્યરાજના ધ્યાનમા આવ્યો. અત્યાર પર્યંત તેણે જે બડબડાટ કર્યો હતો તેનું મ્હોં માથું કાંઇ જણાયું નહોતું. વૃદ્ધાને વૈદ્યની પાસેથી કાંઇ ઔષધિ લેવાની હતી તેથી તેણે વૈદ્યને કહ્યું " મારી હિરાને ઉન્મત્ત વાયુ જેવી કાંઇ અસર જણાય છે. હિરાના જન્મ પૂર્વે તેની માતાને પણ એવીજ અસર જ-ણાતી હતી. આ રોગ તેના શરીરમાં ઘણા દિવસ સુધી રહ્યો હતો અને અંતે તેથીજ તેનુ મૃત્યુ થયુ હતું. " અત્યાર સુધી હિરાના શરીરમાં તેની માતાના રોગનાં કાંઇ લક્ષણો દ્રષ્ટિગોચર થયાં નહોતાં, પરંતુ

હમણાં થોડા વખત થયાં તે ડોશીને તે વિષે શંકા આવવા માંડી હ-
તી. હિરા કદિ હસતી, કદિ રોતી, અને કદિ ખોલીનું દ્વાર બંધ કરીને
તેની અંદર બેસી રહેતી હતી કદિ કદિ તો તે મોટેથી રોતી અને
કોઇ કોઈ વખત તે બેશુદ્ધ પણ થઇ જતી હતી, આટલા માટે તેની
માતામહ તેને સારૂ ઔષધ લેવા આવી હતી. આ સર્વ હકિકત
સાંભળી તે વૈદ્ય થોડી વાર વિચાર કરીને બોલ્યો

"બાઇ, તમારી પૌત્રીને ભ્રમ થયો છે ?"

"ઠીક, વૈદ્યરાજ ! પરંતુ આ રોગને માટે કાંઇ ઔષધ
નથી કે ?"

"શા માટે ઔષધ નથી ? ઔષધ છે. તેને હમ્મેશાં ગરમ રા-
ખજો. આ એક ચમચો દિવેલ છે તે લઇ જાઓ. તેને કાલે એ દિ-
વેલ પાજો. કાલે દશેક વાગે હું તમારે ઘેર આવીશ અને તેને બીજું
ઔષધ આપીશ."

તત્પશ્ચાત્ તે વૃદ્ધા હાથમાં દીવેલની વાટકી લઇને પોતાના ઘર
તરફ ચાલતી થઇ. તે જતી હતી તે વખતે માર્ગમાં તેની એક પ્રા-
ડોશણ તેને મળી. તેણે વૃદ્ધાને પૂછ્યું;—

"અહો, હિરાની આજી ! તમારા હાથમાં શું છે ?"

"મારી હિરાને ભ્રમ થયો છે, તેથી વૈદ્યે ઔષધ આપ્યું છે.
એથી ભ્રમિષ્ટ માણસને ફાયદો થાય એમ તમને લાગે છે ?"

"કદાચ ફાયદો થાય પણ ખરો. કારણ કે દિવેલ એ સર્વથી
શ્રેષ્ઠ ઔષધ છે. પરંતુ અલી બાઇ ! તમારી હિરા આજ કાલ કાંઇ
ખૂબ રંગીલી થઇને ફરે છે ને !"

તે વૃદ્ધા થોડીવાર વિચાર કરીને પછી બોલી " એ તેની વચનો શોધ છે, તેનો નથી "

ત્યારે તેની પાડોશણે તેને કાંઇ ઉપાય બતાવ્યો અને ઉભય પોતપોતાને માર્ગે ચાલી ગઇ. તે વૃદ્ધા ઘેર આવી ત્યારે તેને હિરાને નિત્ય શેક કરી ગરમ રાખજો એવા વૈદ્યનાં કહેલાં વચનોનુ સ્મરણ થયુ તેથી તેણે એક શગડી સળગાવી અને તેને પોતાની પૌત્રીની આગળ આણી. તે જોઇને હિરા મોઢેથી બરાડો પાડીને બોલી:—

" અગ્નિ ! અહીંઆં આ વસ્તુ શા માટે આણી છે ? "

" વૈદ્યે તને શેક કરવાનું કહ્યુ છે, તેથી આણી છે. " તે વૃદ્ધાએ પ્રત્યુત્તર આપ્યો.

---

## દ્વાવિંશ પરિચ્છેદ.

નગેંદ્ર અને સૂર્યમુખીના ગયા પછી તેમના વિશાળ મહાલયમાં ચૌતરફ ઔદાસીન્ય પ્રસરી રહ્યું હતું મોટા મોટા ઓરડાઓ નિરંતર બંધ રહેતા હોવાથી સર્વત્ર અંધકારનું સામ્રાજ્યજ ફેલાઈ રહ્યું હતું. માત્ર કારકુનો કચેરીમાં બેસતા હતા. કુંદા રક આંમવર્ગની સાથે અંતર્ગૃહમાં રહેતી હતી. ચંદ્ર શન્ય રાત્રિનો અધકાર તારક વૃંદ શી રીતે દૂર કરી શકે ?

ખુણા ખોચરામાં કરોળીઆનાં જાળાં બાઝી ગયાં હતાં. ખોલીઓ વપરાશમાં નહિ આવવાને લીધે તેમાં ધુળના ઢગલા જામી ગયા હતા. નાના પ્રકારનાં જીવ જંતુઓએ નગેંદ્રના મહાલયમાં પોતાનાં ઘર બનાવ્યાં હતાં બાગમાં પણ તેવીજ અવ્યવસ્થા હતી. વૃક્ષ પત્રો અને ઘાસના સમુદાય જ્યાં ત્યાં દૃષ્ટિ ગોચર થતા હતા. તળાવને કાંઠે

તો જંગલજ થઇ રહ્યું હતું. બાગમાં અને તળાવકાંઠે ગોઠવેલાં પુષ્પવૃક્ષોનાં કુંડાં આસપાસ ઉંચું ઘાસ ઉગી નીકળવાને લીધે તેમાં પુરાઇ ગયાં હતાં. શિયાળવાં છેક આંગણામાં આવીને ભૂકી જતાં હતા ધાન્યના કોઠારમાં ઉંદરનો ઉપદ્રવ વધી પડયો હતો. જમીન પર સર્વત્ર ઘાસ ઉગી નીકળ્યુ હતું. તેમાંથી છછુંદર અને કોળ ઝાઝા નીકળતા હતા. નાના પ્રકારનાં પક્ષીઓ રાત્રિ દિવસ આંગણાંમાં ફિડવા લાગ્યાં. સૂર્યમુખીએ પાળેલાં પક્ષીઓ પૈકી અનેકને ઉંદરો ખાઇ ગયા હતા, તેથી તેમનાં પિછાં ધુળમાં આમ તેમ પડેલાં જણાતાં હતાં. શિયાળો સર્વ બતકોને ખાઇ ગયાં હતાં, અને મોર હતા તે જંગલમાં નાશી ગયા હતા. ગાયને પુરતો ચારો નહિ મળવાથી તેઓ કૃશ થઇ હતી અને દુધ દેતી નહોતી. નગેંદ્રના પાળેલા કૂતરામાં દમનું નામ રહ્યું નહોતું. તે ખેલ કૂદ પણ કરતા ન હોતા અને ભૂંકતા પણ નહોતા. આ કૂતરાઓને કોઇએ કદિ છોડયા ન હોતા. તેમાંના કેટલાક મરી ગયા કેટલાક અધમુઆ થઇ ગયા અને કેટલાક સાંકળ તોડીને નાશી ગયા અશ્વોને પણ કાઇ કામ કરવાનુ નહિ હોવાથી તેઓ સર્વથૈવ નિરુપયોગી થઈ ગયા. કેટલાક અશ્વોને રોગ થવાથી તેઓ મરી ગયા. ઘોડાના તબેલામાં પણ ઘાસ ઉગ્યું હતું. કદિ ઘોડાને ચારો મળતો અને કદિ નહિ પણ મળતો. કારણ કે અશ્વપાળ તબેલામા રહેતા નહોતા. મહાલયના ઘણા ખરા સ્તંભો પડવાની તૈયારીમાં હતા. દ્વારો અને ખડકીઓની પણ બહુધા એવીજ દશા હતી. વર્ષાદનાં પાણીથી છત કોહી ગઇ હતી. રંગેલી ભીંતોપર મણબંધી ધુળના લેપડા ચોંટયા હતા. પુસ્તકોના કબાટપર ભમરોએ ઘર બાંધ્યાં હતાં. હાંડી ઝુમ્મરોમાં ચકલીઓએ ઘાસ ભર્યું હતું.

ઘરમાં સ્વામિની નહોતી અને સ્વામિની નહોય ત્યારે મોટાં ઇંદ્રભૂવનની પણ ધુળધાણી થઇ જાય, એમાં શું આશ્ચર્ય !

જે રીતે એકાદ વિસ્તૃત, ભયંકર અને અવ્યવસ્થિત ઉપવનની અંદર માત્ર એકાદ કમળ અથવા ગુલાબનું પુષ્પ વિકસિત દેખાય તે પ્રમાણે આ વિશાળ મહાલયમાં માત્ર એકલી કુંદા દેખાતી હતી. જ્યાં જ્યા ચાર સ્ત્રીઓ જમવાને એકત્રિત થતી ત્યાં ત્યાં કુંદાને આમંત્રણ થતાં તે બિચારી ખુશીથી જતી. અભિમાન કિંવા આડંબર તેનામાં લેશ પણ નહોતો. અહીતહીની ગામગોષ્ટી કરતાં જો કોઇ તેને 'બાઇ સાહેબ' કહીને સંબોધે તો તે તેને ઠઠ્ઠાજ લાગે! દિવાનજી જો તેને કાંઇ કામ સંબંધે પૂછાવે તો તેના દિલમાં મોટો ધ્રાસકો પડે! આમ થવાનુ એક કારણ હતું. કુંદાને નગેંદ્ર તરફથી એક પણ પત્ર મળતો નહોતો. આથી તે તેમનું કુશળવૃત્ત જાણવાને માટે દિવાનની ઉપર આવેલા સર્વ પત્રો હમ્મેશાં મંગાવીને વાચતી હતી. આથી દિવાનના તરફથી જો કોઈ માણસ આવતું તો તે પત્ર લેવાને આવ્યુ હશે એમ ધારી તે બહુ બ્હીતી હતી. અને ખરેખર કુંદા પાસેથી પત્ર પાછા આવતા નથી એમ જ્યારે દિવાનજીના જાણુવામાં આવ્યું ત્યારથી તેમણે સ્વતઃ તેની પાસે જઇને માત્ર પત્ર વાંચી સંભળાવવાનો નિયમ રાખ્યો હતો.

સૂર્યમુખીને જેટલું દુઃખ થયું હતુ તેટલુંજ કિંબહુના તેથી પણ અધિક દુઃખ આ વખતે કુંદાને થયું હતું. સૂર્યમુખીનો પોતાના પતિપર પુષ્કળ પ્રેમ હતો. તેમ કુંદાનો પણ તેનાપર પ્રેમ નહોતો એમ નથી. તે સુકુમાર નાજુક, મૃદુ અંતઃકરણમાં અપરંપાર પ્રેમ હતો. પરંતુ તે પ્રેમ બહાર દર્શાવવો શી રીતે તે માત્ર તે જાણુતી

નહોતી. અને આથી તે પોતાનો પ્રેમ હૃદયમાં ને હૃદયમાં દાબી કતી હતી નાનપણથીજ અર્થાત્ કુંદાનું પ્રથમ લગન થયું તે પૂર્વે જ નગેંદ્રપર તેનો પ્રેમ ચોંટયો હતો. પરંતુ તેણે તે પ્રેમ કોઇને ણાવ્યો નહોતો, કિંવા કોઇના લક્ષમાં તે પ્રેમ આવ્યો નહોતો. ન દ્રનેજ પતિ કરવાની તેની ઇચ્છા થઇ નહોતી અને તેમ થવ સંભવ પણ નહોતો. આથી તેણે પોતાની નિરાશા મનમાં ને મન જ દાબી મૂકી હતી. જો તેણે નગેદ્રને પોતાનો પતિ બનાવવાને યાસ કર્યો હોત તો તે આકાશમાના ચંદ્રને મેળવવાને માટે કં પ્રયત્ન જેવોજ ગણાત. પરંતુ હવે તો તેને તે ચંદ્ર અનાયાસ ક થયો હતો. પરંતુ અફસોસ ! હમણાં તે કયાં છે ? તે કયાં ગયો કયા અપરાધને માટે નગેંદ્રે તેનો ત્યાગ કરીને તેને દુઃખ સાગ ધકેલી મૂકી હતી ? આ વિચાર રાત્રિ દિવસ કુદાના મનમાંથા સતો નહોતો. રાત્રિ દિવસ તે દુઃખાતિશયથી સંતપ્ત થઇ અશ્રુ રતી હતી. નગેંદ્રનો તેના પર પ્રેમ નહોતો એવું કાંઇ નથી. કહીએ તો તેના સદ્ભાગ્યેજ તેને કુંદા જેવું રત્ન પ્રાપ્ત થયું હ પરંતુ હવે પ્રેમની વાત તો દૂર રહી પણ તે તેનું મુખ પણ કેમ તો નથી ? અરે નગેંદ્રને તો ખાત્રીપૂર્વક એમજ લાગ્યુ હતું મારાં સર્વ દુઃખોનું મૂળ કુંદાજ છે. અને સર્વ લોકો પણ તેને જ કહેતા હતા. કુંદા પોતાનાં મન સાથે બોલતી કે " આ સ માટે લોકો મનેજ શા માટે દોષ દે છે ? મેં તે એવું શું મહ કર્યું છે ? "

નગેંદ્રે ખરાબ મુહુર્તપર કુંદાની સાથે લગન કર્યું હતું. જે મઆદ મનુષ્ય વિષતરૂની છાયા નીચે બેસે તો તે તરતજ મરણ

મે છે તે પ્રમાણે જે જે મનુષ્યને આ લગ્નનો પ્રત્યક્ષ વા પરોક્ષ સંસર્ગ થયો તે તે સર્વનો નાશજ થયો

કુંદા પોતાના મન સાથે બોલતી "મારી લીધેજ સૂર્યમુખીને આ દશા પ્રાપ્ત થઇ છે. તેણેજ નાનપણમા મારૂં જતન કરી મને ભગિનીવત્ ગણી ઉછેરી હતી. તેના મારાપર અનત ઉપકારો થયા છે. અને આ ઉપકારોના બદલામાં મેં તેને ઘેરેઘેર ભટકી ભિખ માગતી કરી છે! અહો, હું કેવી કૃતઘ્નછું! મારૂં દુર્દૈવ કેવું ભયંકર છે! મારા કરતાં અધિક હતભાગી આ જગત્માં અન્ય કોઇ નથી. હે દેવ! હું જન્મતાંજ શા માટે મરણ પામી નહિ? પિતાજી અને માજી ગુજરી ગુયાં ત્યારે ઇશ્વરે મને શામાટે લઇ લીધી નાહ? ઠીક, ત્યારે નહિ તો નહિ, પરંતુ હમણાં પણ મારૂં મોત કેમ આવતું નથી? હવે મને સુખની આશા લવલેશ પણ રહી નથી. ત્યારે વ્યર્થ જીવી ભૂમીને ભાર શા માટે આપવો? પરતુ નહિ. હું હમણાંને હમણાંજ મરનાર નથી. તેમને પુનઃ એકવાર ઘેર આવવા દો. તે આવશે ત્યારે એકવાર તેમનું મુખ તૃપ્તિ થાય ત્યાં સુધી જોઇ લઇશ, ત્યારપછી મરવાની વાત. પરંતુ તે પાછા આવશે એમ શી રીતે માની શકાય? સૂર્યમુખીનાં મરણની વાત કુંદાના સાંભળવામાં આવી નહોતી. તેથી તે બોલી "હમણાં મરવાથી શુ ફાયદો? સૂર્યમુખી પાછી આવશે ત્યારે મરીશ. હવે પછી હું તેના સૌખ્યની વચ્ચે વિઘ્નરૂપ થઇશ નહિ."

આ તરફ નગેંદ્રે કલકત્તે જઈ પોતાને જે કાર્ય કરવાનાં હતાં તે સર્વ આટોપી લીધાં. તેણે એક દાનપત્ર તૈયાર કરાવ્યું, અને તેમાં આપવાની સર્વ બક્ષિસો લખાવી. બ્રહ્મચારીઓ અને યાત્રાળુઓને

માટે તેણે પોતાની મિલકતનો મોટો ભાગ કાઢયો હતો. આ દાનપત્ર હરિપુરમાં નોંધાવવું જોઇએ એટલા માટે તે તેને પોતાની સાથે લઇને ત્યાં ગયો અને શ્રીશચંદ્રને થોડા વખતમાં ગોવિંદપુર જવાની સૂચના કરી નગેંદ્રની દાનની યોજના તોડી પાડવાને માટે શ્રીશ્ચદ્રે પોતાનાથી બન્યા તેટલા સર્વ પ્રયત્નો કર્યા. અને તેણે નગેદ્રને પગે પ્રવાસ ન કરવાને માટે પણ પુષ્કળ સમજાવ્યો પરંતુ સર્વ વ્યર્થ ગયું. આ પ્રકારે શ્રીશ્ચંદ્રના સર્વ પ્રયત્નો નિષ્ફળ જવાથી નગેદ્રની સૂચના પ્રમાણે તે હોડીમાં બેસીને ગોવિંદપુર જવાને નીકળ્યો તે ગયો એટલે કમળાને કાંઇ ગમે એમ નહોતું તેથી તે અને સતીશ્ચંદ્ર એ ઉભય પૃછયા ગાછયા વિનાજ તેની સાથે જઇને હોડીમાં બેસી ગયાં.

કમળા ગોવિંદપુર ગઈ કે બીજે દિવસેજ કુંદા તેને જઇને મળી આથી તેનાં મનનુ કાંઇક સમાધાન થયું પરંતુ સૂર્યમુખીના જવાથી કમળાને કુંદાપર જે અપ્રીતિ થઈ હતી તે હજી જરાપણ કમી થઇ નહોતી. તે તેની સાથે જરાપણ વાત કરતી નહોતી. કુંદા તેની પાસે જતી કે તે કાંઈ નિમિત્ત કાઢી બીજી તરફ ચાલી જતી. પરંતુ જ્યારે તેણે કુંદાને અતિ કૃશ થયેલી જોઇ ત્યારે તેની અપ્રીતિ નાશ પામી અને તેણે તેને "દાદા આવીને હમણાં તને મળશે" એવા શુભ વર્તમાન પહોંચાડયા. પછી તે નાના શબ્દોથી તેના મનનું સમાધાન કરવા લાગી. આથી તે રંક છોડાની મુખચર્યાપર આનંદ અને મંદ હાસ્યની છટા પ્રાદુર્ભૂત થવા લાગી. પરંતુ કમળાએ જ્યારે તેને "સૂર્યમુખી મરણ પામી છે." એ સમાચાર કહ્યા ત્યારે પુનઃ તેનાં વદનપર શોકની છાયા છવાઇ ગઇ અને તે રોવા લાગી.

કુંદા સૂર્યમુખીના મરણની વાત સાંભળી રોવા લાગી એમ જાણી પાઠકોને કદાચ આશ્ચર્ય ઉત્પન્ન થશે અને તેમને હાસ્ય આવ-

શે. તેમને લાગશે કે બિલાડીના મરણથી વળી ઉદરને શોક થતો હશે? પંતુ તેમણે જાણવું જોઇએ કે કુંદાનો સ્વભાવ અસલથી ભોળો હતો. કપટનુ તો તે નામજ જાણતી નહોતી તેની કલ્પના તેને સ્વપ્નમા પણ આવતી નહોતી. સૂર્યમુખીના મરણથી આપણને અત્યંત સુખ મળશે એ વિચાર તેના મનમાં કદિ ઉદ્ભવ્યો નહોતો. ભોળી બિચારી કુંદા! તે સૂર્યમુખીના મૃત્યુની ખબર સાંભળી મોટેથી રોવા લાગી.

કમળાએ બેચાર સમાધાનની વાત કહી તેના મનનું શાંત્વન કર્યું અને પોતાનાં મનને પણ સમજાવ્યું: આજ પર્યંત તેણે સૂર્યમુખીને માટે બહુ શોક કર્યો હતો; પરંતુ હવે તે મનમા બોલવા લાગી "હવે ઝાઝું રોદન કરવાથી શું ફાયદો? બનનારી વાત તો બની ગઇ. હવે જો હું વધારે શોક કર્યા કરીશ તો તેથી ફાયદો કાંઇ થશે નહિ પરંતુ ઉલટપક્ષે તેમને ( શ્રીશચંદ્રને ) અધિક ઉદ્વેગ થશે. તદુપરાંત અજ્ઞાન બાળક પણ રોયા કરશે. રોવાથી કાંઇ સૂર્યમુખી પાછી આવવાની નથી તો પછી વિના કારણ આપણા જીવને અને બીજાના જીવને શા માટે ત્રાસ આપવો?" આવો વિચાર કરી તેણે શોકનો ત્યાગ કર્યો અને તે નિયમ પ્રમાણે પોતાનો કામ ધંધો કરવા લાગી.

કમળા શ્રીશચંદ્ર પ્રત્યે બોલી "આ ઈંદ્રભૂવન તુલ્ય મંદિરમાંની દેવી ચાલી ગઇ છે. આથી જ્યારે મારા બંધુ આવશે ત્યારે તેમને જમીન પર ઘાસ પાથરીને શયન કરવું પડશે. અહો! આવી ખરાબ દશા આ મહાલયની થઈ ગઇ છે." તત્પશ્ચાત્ તે ઉભયે ત્યાંની સર્વ જગા સાફ કરવાનો નિશ્ચય કર્યો અને મજૂર, માળી મશાલચી વગેરે સર્વ લોકોને બોલાવીને તેમને કામે લગાડ્યા.

કમળાએ છછુંદર, કોળ, ઉંદર વગેરે પર હલ્લો કરી તેને ઘરમાંથી હાંકી કાઢયાં. તેના સપાટામાં આવેલાં કેટલાંક પ્રાણીઓ જમીનદોસ્ત પણ થઇ ગયાં. કરોળીઆઓનાં જાળાં તોડી પાડવાથી તેઓ અસહાય થઇને નીચે ફરવા લાગ્યા. ચકલીઓને ક્યાંય પણ આશ્રય નહિ મળવાથી તેઓ દીન થઈ ચીંચી કરતી અહી તહીં ઉડવા લાગી. બારીઓ બંધ હોવાથી ચકલીઓ તેની સાથે પોતાની ચાંચ અફાળતી, પરંતુ તેમને જવાનો માર્ગ નહિ મળવાથી નીચે તુટી પડતી. ઘરની દાસીઓએ હાથમાં સાવરણી લઇ સઘળી જગ્યા સ્વચ્છ કરી દીધી. કેટલાક સમય પછી તે જગ્યા જોવા જેવી થઇ અને થોડા દિવસમાં નગેંદ્ર પણ ત્યાં આવી પહોંચ્યો.

સંધ્યાકાળ થયો હતો. જે પ્રમાણે એકાદ નદીમાં પુર આવ્યાથી તેમાંનું પાણી જોરથી વહે છે અને પૂર નીકળી ગયા પછી તેનો પ્રવાહ મંદ પડે છે તે પ્રમાણે નગેંદ્રનાં હૃદયમાં આવેલું દુઃખનું પૂર જતું રહ્યું હતું અને તે હવે શાંત થયો હતો. વાસ્તવમાં કાંઇ તેનું દુઃખ ઓછું થયું નહોતું, પરતુ તેનાં મનની આગલી ચંચળતા હવે રહી ન હોતી તે પોતાના ઘરનાં માણસોની સાથે શાંત વૃત્તિથી વાત કરવા લાગ્યો. તેણે પ્રત્યેક જણને ઘરની હકિકત પૂછી. તેણે કોઇની પણ આગળ સૂર્યમુખી સંબંધે કશી વાત કાઢી નહિ. પરંતુ તેની ઉદાસીનમુદ્રા જોઇ સર્વને અતિશય ખોટું લાગ્યું. જૂના નોકરો હતા તે તેને પ્રણામ કરી એક બાજુ જઈ આંખ લૂછવા લાગ્યા. સર્વ કરતાં એક માણસનાં મનને તેણે વિશેષ પ્રબળ ઘાવ કર્યો. તે બીજા સર્વ માણસની સાથે મોકળે મને બોલ્યો હતો, પરંતુ જેણે રાત્રિ દિવસ તેને માટે દુઃખ સહન કર્યું હતું, જેને તેના શિવાય આ જગતમાં

બીજી કોઇ પણ વસ્તુ પ્રિય અને આનંદદાયક લાગતી નહોતી તે બિચારી રંક કુંદાની સાથે તે એક પણ શબ્દ બોલ્યો નહોતો. આથી તેનાં આગમન પછી કુંદાનું દુઃખ દ્વિગુણ થયું.

નગેંદ્રના કહેવાથી નોકરોએ નગેંદ્રની શય્યા સૂર્યમુખીના ઓરડામાંજ બિછાવી હતી. પ્રાયઃ મધ્યરાત્રે જ્યારે તે મકાનમાં સર્વત્ર શાંતિ પ્રસરી રહી ત્યારે નગેંદ્ર એકલો સૂર્યમુખીની એકાંત ખોલીમાં ગયો. તે કાંઇ ત્યાં નિદ્રા લેવાના ઇરાદાથી ગયો નહોતો. પરંતુ તેના સર્વ ગુણોનું સ્મરણ કરી પુષ્કળ રોવું એવા ઇરાદાથી ગયો હતો. સૂર્યમુખીનો ઓરડો વિસ્તૃત અને સુંદર હતો. તે ઓરડો નગેંદ્રનાં સર્વ સૂખનું કેવળ ધામજ હતું. આથી તેણે તેને અતિ ઉત્તમ રીતે શૃંગાર્યો હતો તે દિવાનખાનાની જમીનપર કાળા અને સફેદ સંગેમરમરના નકશીદાર પાષાણો જડી દેવામાં આવ્યા હતા દિવાલ ઉપર કાળા, પીળા, લીલા લાલ પ્રભૃતિ રંગોનાં પુષ્પ વગેરેનાં ચિત્રો કાઢવામાં આવ્યાં હતાં. આ ચિતરેલાં પુષ્પોપર નાના પ્રકારનાં પક્ષીઓ બેસાડવામાં આવ્યાં હતાં. એક બાજુએ સૂર્યમુખીનો મૂલ્યવાન પલંગ હતો. આ પલંગપર કોતરકામ ઘણું સારૂં કરવામાં આવ્યું હતું અને વચ્ચે વચ્ચે હાથીદાંત પણ જડવામાં આવ્યા હતા. બીજી બાજુએ જરી તથા કિનખાબની ગાદી વાળી ખુરશીઓ, મોટાં મોટાં દર્પણો તથા બીજું અનેક પ્રકારનું ફરનીચર પડેલું હતું. દીવાલ ઉપર સુંદર તસ્વીરોના તખ્તા ગોઠવી દેવામાં આવ્યા હતા. નગેંદ્ર અને સૂર્યમુખી એ ઉભયે ઉત્તમ ચિત્રકારોને બોલાવીને તેમની પાસે પોતાને મન પસંદ પડતાં અરણ્ય, બાગ, યુદ્ધ વગેરેનાં સુંદર તથા મનોરમ એવાં અનેક ચિત્રો

ભીંત ઉપર કઢાવ્યાં હતાં. ચિત્રકલામાં પરમ નિપૂણ એવા ચિત્રકારોના હાથનાં આલેખેલાં ચિત્રોમાં શી મણા હોય ? વળી આ ચિત્રકારોએ કાગળ ઉપર બીજાં અનેક ચિત્રો કાઢી આપ્યાં હતાં. નગેંદ્રે આ ચિત્રોને તખ્તામાં જડી તેને ભિંત સાથે લટકાવ્યાં હતાં. એક તસ્વીરમાંનો દેખાવ કુમારસંભવમાંનો હતો. અર્થાત્ શ્રી મહાદેવ કૈલાસ પર્વતપર ધ્યાનસ્થ બેઠા છે અને નંદી પર્ણકુટિના દ્વારમાં ઉભો છે; ડાબી બાજૂએ એક ગણ ઓષ્ઠપર અંગુલિ ધરી સર્વેને નહિ બોલવાની ઈસારત કરે છે; ચોતરફ શાંતતા પ્રસરી રહી છે; ભ્રમરો ગુંજારવ ન કરતાં પુષ્પોની પાંખડીમાં છુપાઇ ગયા છે; અને મૃગો નીચે બેસી યથેચ્છ વિશ્રાંતિ લે છે. એટલામાં મદન શિવને ધ્યાન ભંગ કરવાને માટે પ્રવેશ કરે છે અને તેની સાથે વસંતરૂતુ પણ આવે છે; તેમના આગમન પૂર્વેજ પાર્વતીજી ગળામાં પુષ્પહાર પરિધાન કરી શિવને વંદન કરવા આવ્યાં હતાં; ઉમાએ પોતાનું એક ઘુંટણ જમીન સાથે ટેકવ્યું છે અને મોટા આનંદથી મસ્તક અવનત કરીને શિવને વંદન કરે છે; એવામાં તેમની વેણીમાંના હારમાંથી એ પુષ્પો નીચે પડે છે; થોડેક અંતરે મદન થોભીને પોતાનું એક ઘુંટણ જમીન સાથે ટકેવીને પોતાનું કુસુમબાણ ધનુષ્યની સાથે અડાડીને ધનુષ્યની દોરી ખેંચે છે; આવો દેખાવ તે ચિત્રમાં હતો.

બીજી એક તસ્વીરમાં શ્રી રામચંદ્ર જાનકીસહવર્તમાન લંકાથી પાછા આવતાં રત્ન ખચિત વિમાનમાં ઉભય બેસી આકાશ માર્ગે ગમન કરે છે. રામચદ્રે પોતાનો એક હસ્ત સીતાની સ્કધ ઉપર મૂકયો છે, અને બીજા હસ્તવતી તેમને પૃથ્વીપરનાં અનેક રમ્ય સ્થળો, ક્ષેત્રો, ઉચ્ચ પર્વતો વગેરે બતાવે છે. વિમાનની ચારે બાજુએ

મેઘ અનેક રંગો ધારણ કરીને ભ્રમણ કરતા જણાય છે. નીચેની બાજુએ મહાસાગરના તરંગો સૂર્ય કિરણોથી પ્રકાશિત થવાને લીધે હિરાના રાશી પ્રમાણે ચમકે છે મહાસાગરને સામે પાર સ્ફટિક મંડિત લંકા દૃષ્ટિગોચર થાય છે. ત્યાંની મોટી મોટી હવેલીઓ અને રાજમંદિરોપરના કળસો સૂર્યકિરણોથી અતિ પ્રકાશિત દેખાય છે. વળી તાલ તમાલ વગેરે વૃક્ષોનાં ઝુંડ કિનારાને અત્યંત શોભા આપી રહ્યા છે. અને ઉભય કિનારાના મધ્ય ભાગમાં રાજહંસનું ટોળુ ઉડતું દૃષ્ટિગોચર થાય છે.

એક ચિત્રમાં સુભદ્રા અર્જુનની સાથે રથમાં બેઠી છે. તેના રથની પાછળ અસંખ્ય યાદવ વીરો હાથમાં ઉચી ઉચી ધ્વજાઓ અને શસ્ત્રાસ્ત્રો લઇને દોડે છે. સુભદ્રા સ્વતઃ રથ હાંકે છે; સુભદ્રા પોતાના સારથ્ય નૈપુણ્યના ગર્વથી વારંવાર અર્જુન પ્રતિ દૃષ્ટિપાત કરે છે અને તેમ કરતી વખત પોતાનો નીચલો ઓષ્ઠ પોતાની મૌક્તિક તુલ્ય દંત પંક્તિ નીચે દાબે છે. રથના વેગથી ઉત્પન્ન થયેલા વાયુને લીધે તેના કેશ ફરફર ઉડે છે. કેશની બે ત્રણ લટો તો પ્રસ્વેદથી ભિંજાઇ જઇને ગંડ સ્થળપર અર્ધ વર્તુળા કૃતિ બનીને પડી છે.

એક ચિત્રમાં શંકુતલા ત દુષ્યંત તરફ ફરીને જોવાની ઇચ્છાથી પોતાની વૃક્ષના કાંટામાં ભેરવાઇ ગયેલી સાડી કાઢવાનું મિષ કરે છે; અને તેની અનુસૂયા તથા પ્રિયવંદા એ ઉભય દાસીઓ તેના તરફ જોઇને હસે છે. શકુંતલા ક્રોધ અને મજનથી મસ્તક ઉન્નત કરતી નથી. તેનાથી દુષ્યંત તરફ ખુલ્લી રીતે જોઇ શકાતું નથી કિંવા તે જગ્યા છોડીને જવાતું નથી.

બીજી તરફ કુમાર અભિમન્યુકુમાર અભિમન્યુ શસ્ત્રાસ્ત્ર યુક્ત થઈ યુદ્ધમાં જવાની તૈયારી કરી પોતાની પત્નિ ઉત્તરાની આજ્ઞા માગે છે. ઉત્તરા "હુ આપને જવા દેનાર નથી" એમ કહી રંગમાલયનો દરવાજો બંધ કરી ત્યાં મસ્તકે હાથ દઈ રોતી બેઠી છે.

આવી શોભાથી યુક્ત એવાં દિવાનખાનામાં નગેંદ્ર ગયો ત્યારે મધ્યરાત્રિ વહી ગઇ હતી. રાત્રિ ભયંકર લાગતી હતી. અગાઉ વર્ષાદ ઘણો પડયો હતો અને આ વખતે પવન જોરથી ફુંકાતો હતો. હમણાં પણ ઝરમર ઝરમર વૃષ્ટિ થતી હતી જે બારીઓ બંધ કરવામાં આવી નહોતી તે પવનના સપાટાથી આમ તેમ હાલી ભીંત સાથે જોરથી અફળાતી હતી. તેનો અવાજ ઘણો મોટો થતો હતો. જ્યારે નગેંદ્રે દિવાનખાનાનુ દ્વાર બધ કરી દીધુ ત્યારે તેનો અવાજ કાઇ ઓછો સંભળાવા લાગ્યો. પલંગની પાસે બીજું એક નાનું દ્વાર હતું. પરંતુ તે દિશામાં પવન વાતો નહોતો, તેથી તેને ખુલ્લુંજ રાખવામા આવ્યું હતું. નગેંદ્ર પલંગ પર બેસી પુષ્કળ રોવા લાગ્યો. અહા! સૂર્યમુખીની સાથે પૂર્વે તે ત્યાં કેટલી વાર આનંદથી બેઠો હતો! તે ઉભય પ્રેમ અને આનંદની વાતો કરતાં ત્યાં કેટલીવાર બેઠાં હતાં? નગેંદ્ર તે પલંગને આલિંગન દઇ પુનઃ પુનઃ રોવા લાગ્યો. થોડીવ.ર પછી તેણે પોતાનું મસ્તક ઉન્નત કરી સૂર્યમુખીને જે તસ્વીરો વિશેષ પસંદ પડી હતી તે તરફ દ્રષ્ટિપાત કર્યો દિપકના ઝાંખા પ્રકાશમાં તે તસ્વીરોમાંનાં મનુષ્યો જાણે જીવંતજ નહોય તેમ ભાસતું હતું. પ્રત્યેક તસ્વીરમાં તેને સૂર્યમુખીજ દ્રષ્ટિગોચર થવા લાગી. આ ચિત્રો જોતાં તેને એકાએક સ્મૃતિ થઇ કે 'એક દિવસ સૂર્યમુખીએ ચિત્રમાંની પાર્વતીની પેઠે પોતાના ગળામાં અને વેંણીમાં હાર પરિધાન કર-

વાની ઇચ્છા પ્રદર્શિત કરી તેથી મેં જાતે બાગમાં જઇને ઉત્તમોત્તમ પુષ્પો વીણી આણ્યાં અને મારા પોતાના હાથથી હાર ગુંથીને તેના ગળામાં તથા વેણીમા પરિધાન કરાવ્યાં હતા. તે વખતે સૂર્યમુખીને જે આનંદ થયો હતો તે કોઇ બીજી સ્ત્રીને હિરા માણેકથી ભૂષિત થયાં છતાં પણ ન થયો હશે ' તેજ પ્રમાણે એક દિવસે સુભદ્રાની પેઠે નગેન્દ્રના રથમાં બેસી થોડી સહેલ કરવાનો વિચાર સૂર્યમુખીના મનમાં આવ્યો હતો. આથી નગેંદ્ર બે ટટ્ટુ જોડી બાગની અંદર એક ગાડી આણી અને તેમાં ઉભય બેઠા સૂર્યમુખી એ પોતાના હાથમાં લગામ ધરી. પછી તેણે પોતાનો નીચલો હોઠ પોતાના દાંત નીચે દાબી હસતાં હસતાં નગેંદ્ર-ના તરફ જોયું સારથીનું ધ્યાન આપણા તરફ નથી એમ જાણીને ટાટવાં ગાડીને રાજ માર્ગમાં ધસડી ગયાં. પછી સૂર્યમુખી લોકો મારૂ મુખ જોશે એવી ભીતિથી મુખપર બુરખો નાંખીને બેઠી. તેની આવી સ્થિતિ થયેલી જોઈ નગેંદ્રે તરત લગામ પોતાના હાથમાં લીધી અને તે ગાડીને પાછી વાળીને બાગમાં લઇ આવ્યો. ગાડીમાંથી ઉતરીને બન્ને જણ હસતાં દિવાનખાનામાં ગયાં અને ગાડીનીજ વાત કરવા લાગ્યાં. સૂર્યમુખી તસ્વીરમાંની સુભદ્રાનું મુખ પકડી બોલી " અહો બાઈ સાહેબ ! આ સર્વ આપનોજ પ્રતાપ છે ! આપને લીધેજ મને આટલું સંકટ પડયું છે ! "

આ ગત્ ઘટનાનીસ્મૃતિ થઈત્યારે નગેંદ્ર પુષ્કળ રોયો. આ દુઃખ તેને અસહ્ય લાગ્યું અને તે દિવાનખાનામાં ઇતસ્તત! ભ્રમણ કરવા લાગ્યું પરંતુ જ્યાં જ્યાં તેની દ્રષ્ટિ પડતી ત્યાં ત્યાં સઘળે સૂર્યમુખીની સ્મૃતિ કરાવનારી કાંઇને કાંઇ ચીજ તેને દષ્ટિગોચર થતી. દિવાલપર ચિત્રકારે જે સ્થળે એક સુંદર મધુ માલતી નીવેલ કાઢી હતી તેની પાસેજ

સૂર્યમુખીએ તેવીજ વેલ કાઢી હતી આવેલ અદ્યાપિ ત્યાં દેખાતી હતી. હોળીના તહેવારમાં એક વખત તેણે પોતાના પતિના અંગપર ગુલાલનું પડીકુ ફેંક્યું હતું, પરંતુ નિશાન ચૂકવાથી તે તેનાપર નહિ પડતાં સખોની ભીંત સાથે જઈને અથડાયું હતું. તેનો લાલ ડાઘ હજી પણ તે ભીંત સાથે હતો. દિવાનખાનામાંના ચિત્રો વગેરે સર્વ કામ સમાપ્ત થયા પશ્ચાત્ સૂર્યમુખીએ ત્યાં એક સ્થળે લખ્યુ હતું કેઃ—

"વિક્રમ સવંત ૧૯૧૦ આ દિવાનખાનું પોતાના સૌભાગ્ય ભંડાર અને ઇષ્ટ દેવતા જે પ્રાણ પતિ તેમને માટે તૈયાર કરનારી તે-અની રંકદાસી સૂર્યમુખી"

નગેંદ્ર ઉપયોગી મેખ પુનઃ પુનઃ વાંચ્યો, ને છતાં પણ તેના મનની તૃપ્તિ થઇ નહિ. વાચતાં વાંચતાં તેની આંખો અશ્રુથી ભરાઇ આવી અને તેનાથી વાંચી શકાયું નહિ. તે છતાં પણ તેણે વાંચવાનો નાદ છોડયો નહિ. તે વાંચવાનો પ્રયત્ન કરતો હતો એવામાં દિપકનો પ્રકાશ છેક મંદ થઈ ગયો. હવે દીપક બુઝાવાની તૈયારીમાં છે એમ જાણી તેણે દીર્ધ નિઃશ્વાસ નાંખ્યો અને તે નીચે બેસી ગયો. તે નીચે બેઠો કે તરતજ પવનના સપાટા શરૂ થયા દીપકમાં હવે તેલ છેક સમાપ્ત થઇ ગયુ હતું પતંગીઆ-ના પ્રકાશ જેવો મંદ પ્રકાશ માત્ર તેમાંથી નીકળતો હતો. એવામાં એક ચમત્કારિક ઘટના બની. બારીના અફળાટનો અવાજ સાંભળી નગેંદ્ર પલંગપરથી દરવાજા તરફ જોયું તો તેને મંદ પ્રકાશમાં કોઇ મનુષ્યની છાયા પડેલી દૃષ્ટિગોચર થઇ તેનો આકાર સ્ત્રીના જેવો હતો. પરંતુ પુનઃ જ્યારે તેણે તેને નિહાળીને જોઇ ત્યારે તરતજ તેના અંગપર રોમાંચ ખડા થયાં અને તેનું સર્વાંગ થરથર કંપવા

લાગ્યું. આ સ્ત્રીનું મુખ જ્યારે તેના જોવામાં આવ્યું ત્યારે તેનાપર સર્વ ચિન્હો સૂર્યમુખીનાં વદનનાંજ જણાયાં. અને તેના અવયવો પણ સર્વ તેના જેવાજ જણાયા. તેને જોતાંજ નગેંદ્ર એકદમ ઉઠયો અને તેની તરફ દોડયો. એટલામાં દીપક બુઝાઇ ગયો તેથી તે સ્ત્રી દેખાતી બંધ થઇ. નગેંદ્ર ભય પામી એકદમ મોટેથી બરાડો પાડયો અને તે બેશુદ્ધ થઇ જમીનપર તુટી પડયો.

તત્પશ્ચાત્ થોડીકવારે જ્યારે નગેંદ્ર શુદ્ધિમાં આવ્યો ત્યારે પણ દિવાનખાનામાં અંધકારજ હતો. તે ધીમે ધીમે ઉઠીને બેઠો. પોતાને મુર્છા આવવાનાં કારણ વિષે જ્યારે તેના મનમાં વિચાર આવ્યો ત્યારે તેને એક પછી એક એ પ્રમાણે અનેક તર્કો થવા લાગ્યા. ' હું તો જમીનપર બેશુદ્ધ થઇને પડયો હતો, ત્યારે મારાં મસ્તક નીચે ઉશીકું ક્યાંથી આવ્યું ? આગળ તો અહીંઆં કાંઇ પણ નહોતું. અરે, આ ઉશીકું છે કે કુંદા જેવી કોઇ સ્ત્રીનો ખોળો છે ? " એમ તે મનમાં બોલવા લાગ્યો.

આશંકાની નિવૃત્તિ કરવાને માટે તે બોલ્યો " તું કોણ છે ?" પરંતુ તેનાં મસ્તકને ખોળાપર લેનાર માણસં કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ. માત્ર તેનાં કપોળપર ઉષ્ણ વારિના બે ત્રણ બિંદુઓ પડયાં. આથી નગેદ્રને સમજાયુ કે મારી પાસે કોઇ માણસ રોતું બેઠું છે આથી તે સંપૂર્ણ રીતે ગભરાઈ ગયો. થોડીકવાર સુધી તો તેની હાલચાલ પણ બંધ થઇ ગઇ. પછી મહા કષ્ટે એક દીર્ઘશ્વાસ છોડી તેણે પોતાનું મસ્તક ઉન્નત કર્યું અને તે ઉઠીને બેઠો થયો. બહાર વર્ષાદ પડતો બંધ થયો હતો. આકાશમાં ક્યાંય પણ અભ્ર જણાતાં નહોતાં. આથી દિવાનખાનામાં થોડો થોડો પ્રકા-

શ પડવા લાગ્યો હતો. હવે નગેંદ્ર બરાબર બેઠો. તેને લાગ્યું કે મારી પાસે બેઠેલી સ્ત્રી ઉઠીને ધીમે ધીમે દ્વાર તરફ જાય છે. તેણે એવું અનુમાન કર્યું કે આ કાંઇ કુંદા નથી. પ્રકાશ એટલો બધો નહોતો કે તે વતી કોઇ પણ માણસને ઓળખી શકાય. તો પણ તે પ્રકાશદ્વારા આકૃતિ અને પોશાકપરથી કાંઇક અટકળ કરી શકાતી હતી. નગેંદ્ર કેટલીકવાર સુધી વિચાર કર્યો અને પછી તે ઉભાં રહેલાં મનુષ્યને પાયે પડીને બોલ્યોઃ—

"તું દેવ છે કે કોઇ માનવી પ્રાણી છે, તે હું કાંઇ સમજી શકતો નથી. તું ગમે તે હોય તો પણ હું તારા ચરણમાં લીન છું. મારી સાથે બોલ, નહિ તો હું હમણાં મરૂં છું."

તે સ્ત્રી શું બોલી તે નગેંદ્ર કાંઇ સમજી શક્યો નહિ, પરંતુ તેનો અવાજ કર્ણગોચર થતાંજ તે તરત ઉઠીને ઉભો થયો અને તેને પકડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ પુનઃ તેનું શરીર અને મન દુર્બળ થયુ. અને વૃક્ષપરની વેલી જે પ્રમાણે ચારે તરફથી આધાર છૂટી જવાથી નીચે આવી પડે છે તે પ્રમાણે તે પુનઃ પેલી મોહિની સ્ત્રીને ચરણે પડયો. તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ. ત્યારે તે સ્ત્રીએ નીચે બેસી પુનઃ નગેંદ્રનું મસ્તક પોતાના ખોળામાં લીધું. પુનઃ કેટલીક વારે જ્યારે નગેંદ્ર શુદ્ધિમાં આવ્યો ત્યારે પ્રાતઃકાળ થઇ ગયો હતો અને પુષ્કળ પ્રકાશ પ્રસરી રહ્યો હતો. બાગમાં ચોતરફ પક્ષીઓ કલ્લોલ કરતાં હતાં અને સૂર્યનાં મૃદુ કિરણો પણ દિવાનખાનામાં થોડાં થોડાં પડવા લાગ્યાં હતાં. નગેંદ્ર ઉંચે ન જોતાં બોલ્યોઃ—

"કુંદે, તું અહીંઆં આવીછું કે? આજે આખી રાત સૂર્યમુખીજ મને સ્વપ્નમાં દેખાતી હતી. સ્વપ્નમાં મેં મારૂં મસ્તક સૂર્ય-

સુખીના ખોળામાં મૂકયું એવો જોયો હતો. માટે જો તુંજ સૂર્યમુખી હોત તો કેવું સારૂં થાત ?"

તે સ્ત્રીએ ઉત્તર આપ્યો "જો તે દુઃખી પ્રાણીને જોવાથી આપને એટલો બધો હર્ષ થતો હોય હું તેજ છું."

આ શબ્દો સાંભળી નગેંદ્ર સહસા ઉઠીને ઉભો થયો અને આંખ ચોળી બન્ને હાથ કપાળે ધરી બેઠો. પુન: તેણે આંખ ચોળી બરાબર નિહાળીને જોયું. પછી તે પોતાનું મુખ નીચું કરી છેક મંદ સ્વરે બોલ્યોઃ—

"મને ભ્રમ તો થયો નથી ને ? શુ સૂર્યમુખી જીવંત છે ? મારા પ્રારબ્ધમાં ગાંડા થવાનુંજ લખ્યું છે કે શુ ?"

પછી તે સ્ત્રી નગેંદ્રના ચરણ જોરથી પકડીને ખૂબ રડી અને બોલી "મારા સકલસુખનિધાન પ્રાણેશ્વર ! ઉઠો, હવે ઉઠો ! મેં અનેક સંકટો સહન કર્યાં છે અને હવે તે સર્વ સંકટોનો અંત આવ્યો છે. હું કાંઇ મરી ગઇ નહોતી. આપના ચરણની સેવા કરવાને માટે હું પાછી આવીછું માટે ઉઠો."

આ શબ્દો સાંભળ્યા પછી નગેંદ્રને ભ્રાંતિ રહે શી રીતે ? નગેંદ્ર ઉઠીને સૂર્યમુખીને દ્રઢ આલિંગન દીધું અને તેનાં હ્રદયપર કેટલીકવાર સુધી પોતાનું મસ્તક મૂકી રાખ્યુ. ઉભય પુષ્કળ રોયાં. પરંતુ આ વખતનું તેમનું રોદન કેટલું આનંદ દાયક હતું ?

---

## ત્રયોવિંશ પરિચ્છેદ.

નગેંદ્રે સૂર્યમુખીને જે જે હકિકત પૂછી તે તે સર્વ તેણે તેને કહી અને અંતે તે બોલી "હું કાંઈ મરી ગઈ નહોતી. રામકૃષ્ણ રાજ

વૈદ્યે મારાં મરણ વિષે જે વાત આપને કહી હતી તે સર્વ ખોટી હતી. તેને મ.રી હકિકત લેશ પણ વિદિત નહોતી. તેનું ઔષધ ખાવાથી મને જરા આરામ થયો અને મારા અંગમાં થોડી .શક્તિ પણ આવવા લાગી. તેથી હવે આપનાં દર્શન કરવાને માટે ગોવિંદપુર આવવાની મને તિવ્ર ઇચ્છા થઈ 'મને ગોવિંદપુર લઇ જાઓ' એવો મેં બ્રહ્મચારીને પણ પુષ્કળ આગ્રહ કર્યો. પછી તે અને હું ઉભય મળીને આ તરફ આવવાને નીકળ્યાં. અહીંઆં આવ્યા પછી મને ખબર થઇ કે આપ ઘેર નથી. તેથી બ્રહ્મચારી મને અહીંઆંથી ચાર કોસપર એક ગામ છે, ત્યાં લઇ ગયા અને એક બ્રાહ્મણને ઘેર તેની પુત્રીની સુશ્રૂષા કરવાને મને મૂકી. પછી તે પુનઃ આપની શોધ કરવાને નીકળ્યો. પ્રથમ તે કલકત્તે ગયો. ત્યાં જઇને તેણે શ્રીશૂચંદ્રની મુલાકાત લીધી. ત્યાં તેને ખબર થઇ કે આપ મધુપુર ગયા છો. પછી તે મધુપુર ગયા. ત્યાં તેને એવા સમાચાર મળ્યા કે જે દિવસે અમે હરિણીનું ઘર છોડીને નીકળ્યાં તેજ રાત્રે તે ઘરને આગ લાગી અને હરિણી તેમાં બળીને ભસ્મ થઇ ગઇ. બીજે દિવસે પ્રાતઃકાળમાં લોકો તેનાં પ્રેતને ઓળખી શક્યાં નહિ તેથી તેમણે એવો તર્ક કર્યો કે 'આ ઘરમાં એક મજબુત અને એક અશક્ત સ્ત્રી હતી. આગ લાગી ત્યારે અશક્ત સ્ત્રીથી બહાર નીકળી શકાયુ નહિ તેથી તેજ બળી મુઇ હશે.' આ રીતે તેમણે હરિણીને જીવત અને મને મૃત ધારી હતી. મારાં મરણની વાત સર્વત્ર પ્રસરી ગઇ. અને તે રામકૃષ્ણ રાજવૈદ્યના પણ સાંભળવામાં આવી. અને તે તેણે જેવી સાંભળી હતી તેવી આપને કહી. આ સર્વ વર્તમાન બ્રહ્મચારીને ત્યાં કર્ણગોચર થયા. 'આપ ત્યાં ગયા હતા અને ત્યાંથી પાછા અહીંઆં આવ્યા આ સર્વ વાત તેમણે ત્યાંજ સાંભળી. પછી તેમણે

આપની પાછળ પાછળ આવીને ગત રાત્રિએ પ્રતાપપુરમાં મુકામ કર્યો. આપ બહુધા એક બે દિવસમાં ઘેર આવશો એમ મારા સાંભળવામાં આવ્યું, તેથી હું પરમ દિવસે અહીંઆં આવી હતી. હવે થોડે દૂર ચાલવાથી મને કાંઇ શ્રમ પહોંચતો નથી આપ હજી અહીંઆં આવ્યા નથી એમ મારા સાંભળવામાં આવ્યાથી હું પાછી ફરી અને જઇને બ્રહ્મચારીને મળી. ત્યાંથી પાછી ફરીને રાત્રિના એક વાગે અહીંઆં આવીને દ્વાર ખુલ્લું હતું તેથી હું ઘરમાં ભરાઇ ગઇ અને કોઇ જાણે નહિ તેવી રીતે દાદર નીચે લપાઈ રહી. જ્યારે સર્વ માણસો નિદ્રાગ્રસ્ત થયાં ત્યારે હું દાદર ચઢીને ઉપર આવી. આપ આ દિવાનખાનામાંજ નિદ્રા લેશો એમ મને ખરેખર લાગ્યું હતું. જ્યારે મેં દિવાનખાનામાં ડોકાવીને જોયું ત્યારે આપ બન્ને હાથ કપાળ પર ધરીને બેઠા હતા. તે વખતેજ આવીને આપના ચરણે પડવાનો મારો વિચાર થયો. પરંતુ આપ મારો અપરાધ ક્ષમા કરશો નહિ એવી મને ભીતિ લાગી તેથી મેં તેમ કર્યું નાહ. બારણા-માંથી ડોકાવીને જોયા પછી મેં વિચાર કર્યો કે ' હવે એમની દ્રષ્ટિએ પડું તો ઠીક.'

' પછી હું અંદર આવી, પરંતુ આપ તો બેશુદ્ધ થયા. ત્યારથી આપનું મસ્તક ખોળાપર લઇને હું બેઠીછું. આવું સુખ મારા ભાગ્યમાં હશે એવી કલ્પના મને સ્વપ્નમાં પણ આવી નહોતી. પરંતુ નહિ, આ-પનો પ્રેમ મારાપર છે જ નહિ; કારણ કે જ્યારે આપે મારા અંગ-પર હાથ મુકયો હતો ત્યારે આપે મને ઓળખી નહોતી. મેતો માત્ર શ્વાસોચ્છ્વાસ દ્વારાજ આપને ઓળખ્યા હોત.

આ પ્રકારે નગેન્દ્ર અને સૂર્યમુખી એ ઉભય શયન મંદિરમાં પ્રેમરસયુક્ત ભાષણ કરતાં હતાં તેજ વખતે તેજ મહાલયની એક

બીજી ખોલીમાં એક સ્ત્રી મૃત્યુની સાથે વાર્તાલાપ કરતી હતી. પરંતુ તેનું વર્ણન કરતાં પહેલાં રાત્રિએ શી શી ઘટના બની હતી તેનુ વર્ણન પ્રથમ કરવું જોઇએ, અમારા પાઠકોને સ્મરણ હશેજ કે નગેંદ્ર ઘેર આવ્યા પછી કુંદનંદિનીની સાથે જરા પણ વાતચીત કરી નહોતી. આથી તે પોતાનો ખોલીમાં જઇ ઉસિકાપર મસ્તક મૂકી આખી રાત રોતી બેઠી હતી આ વખતે તેનાં મર્મસ્થાનપર ભયંકર જખમ લાગ્યાથી તે રોતી હતી. જે તરૂણીએ જરા પણ કપટ રાખ્યા વિના નિર્મળ અંતકરણે પોતાનું મન અન્યને અર્પણ કર્યું હોય અને જેને પ્રતિફળ તરીકે ઉપેક્ષાજ મળી હોય તેજ આ રોદનનુ ખરૂં કારણ અને કુંદાનું હૃદયસ્ફોટક દુખ જાણી શકશે. કુંદાના મનમા બોલી "હવે હું શામાટે જીવ રાખી રહીશુ? પતિનો મેળાપ કરવા માટે જ હું જીવતી રહી હતી ને? પરંતુ હવે તેમનીતો આશા છે જ નહિ. તો પછી આ જગતમાં મારે કયા સુખની આશા રહી?" પ્રાતકાળ થતાં તેની આંખ જરા મિંચાઇ અને તેને નિંદ્રામાં ભયંકર સ્વપ્ન આવ્યુ. કુંદાને ચાર વર્ષ પૂર્વે પોતાના પિતાના પ્રેતની આગળ પોતાની માતાનું સ્વરૂપ ધારણ કરીને આવેલી તેજઃ પુંજ મૂર્તિ દ્રષ્ટિ ગોચર થઇ હતી. તેજ મૂર્તિ તેને આ વખતે દેખાઇ તે મૂશળધાર વૃષ્ટિ કરવાની તૈયારીમાં હોય એવા મેઘસમૂહની વચ્ચે બેઠી હતી. આ ઘનઘોર મેઘસમૂહમાં વારંવાર વિદ્યુતનો ચમકાર થતો હતો અને આ ચમકારથી તેને બીજી એક મૂર્તિ જણાઇ. આ મૂર્તિને જોઇને કુંદા અતી ગભરાઇ ગઇ. તેને નિઃસંશય એમજ લાગ્યું કે મારી માતાની પાસે જે મૂર્તિ છે અને જે મારા તરફ હસતે મુખે અનિમિષ નેત્રે જુએ છે તે હીરાના જેવી છે. આ વખતે તેની માતાની ચર્યા અતિ ગંભિર દેખાતી હતી. તેની માતા બોલીઃ—

કુંદે! પૂર્વે જ્યારે હું આવી હતી ત્યારે તેં મારાં કથનપર લક્ષ્ય આપ્યું નહિ અને તું મારી સાથે આવી નહિ. અને આ વખતે તારા પર શું શું સંકટો ગુજરી રહ્યાં છે તે તને સુવિદિતજ છે."

આ વચનો સાંભળી કુંદા રોવા લાગી તત્પશ્ચાત્ તેની માતા બોલી —

"હુ પુન એકવાર તને મળીશ એમ મેં પૂર્વે તને કહ્યું હતું, તદનુસાર હુ આજે આવી છુ. હવે તો જગતના સર્વ સુખો અનુભવીને તું તૃપ્ત થઇ હઇશ. માટે હવે ચાલ મારી સાથે."

"માતા, તું મને તારી સાથે લઇ જા. હવે આ જગતમાં રહેવાની મારી લેશ પણ ઇચ્છા નથી."

કુંદાની માતાને અતિશય આનંદ થયો અને તે બોલી "ચાલ, ચાલ, ત્યારે તો" આ પ્રમાણે કહીને તે અદૃશ્ય થઇ ગઇ.

કુંદા તત્ક્ષણ નિદ્રામાંથી જાગૃત થઇ અને સ્વપ્નમાંની વાતનું સ્મરણ કરી તે ઇશ્વરને પ્રાર્થના કરવા લાગી કે "હે પ્રભો! આ વખત તો અવશ્ય મારૂં સ્વપ્ન સફળ કરો."

પ્રાતઃકાળમાં હીરા જ્યારે કુદાની વેણી ગુથવા માટે તેની ખોળીમાં ગઇ ત્યારે તેણે તેને ઉશિકા પર મસ્તક મુકીને રોતી જોઇ. જ્યારથી કમળા પોતાને પિયેર આવી ત્યારથી હીરા કુંદાની સાથે સભ્યતા પૂર્વક વર્તતી હતી, કારણ કે નગેદ્ર ઘેર આવનાર છે એમ તેના સાંભળવામાં આવ્યું હતું. કુંદાનાં આગલા વર્તન અને હાલનાં વર્તનમાં આસ્માન જમીનનો ફરક હતો. હમણા તો કુદા જે જે માગતી તે તે હીરા તરત આણી આપતી અને તેની આજ્ઞાનું જરા ઉલ્લંઘન કરતી નહિ. અગાઉ કરતાં હમણાં તે કુદાપર પ્રીતિ પણ વિશેષ કરવા લાગી હતી. કોઇ પણ ધુર્ત સ્ત્રી તો હીરાનું કપટાચરણ જાણી ગઇ

હોત. પરંતુ કુંદા તો વિલક્ષણ ભોળપણ ધરાવતી હતી. તેને તો હીરાનું વર્તન સત્ય પ્રેમ ભરેલુંજ લાગતુ હતું. તેને આ નુતન પ્રેમ વિષે જરા પણ શંકા આવતી નહોતી. તે મનમાં બોલી કે "હીરા તામસી પ્રકૃતિની છે ખરી, પરંતુ વિશ્વાસ પાત્ર છે." હીરા કુંદાની ખોળામાં આવી તેને રોદન કરતી જોઈ બોલીઃ—

"બાઇ સાહેબ! તમે આમ રોદન શા માટે કરો છો?"

કુંદા ઉત્તર ન દેતાં અનિમિષ નેત્રે હીરા તરફ જોઇ રહી. કુંદાની આખ સુણી આવી હતી અને ઉશિકું ભીંજાઇ ગયુ હતું આ ઘટના હીરાના જોવામાં આવી તેથી તેણે પ્રશ્ન કર્યો—

"આ શુ? બાઈ સાહેબ, તમે આખી રાત રોઇને કાઢી છે એમ જણાય છે. શેઠ તમને કાંઇ બોલ્યા તો નથીને?"

કુંદા અગાઉ કરતાં જરા જોરથી ડુસકાં ભરી બોલી "કાંઈ બોલ્યા નથી."

કુંદાનું દુઃખ જોઈ હીરાના અંતઃકરણમાં તો અતિ આનંદ થયો. પરંતુ બહારથી અતિશય શોક પ્રદર્શિત કરી તે બોલીઃ—

"શેઠ ઘેર આવ્યા પછી તમારી સાથે કાંઇ બોલ્યા છે કે નહિ? જુઓ, હું તો તમારી યત્કિંચિત્ દાસી છુ. મારી આગળ કહેવામાં તમને કાંઇ હરકત નથી. મનમાં જરા પણ ભીતિ રાખશો નહિ."

"અદ્યાપિ પર્યંત તેઓ મારી સાથે જરા પણ બોલ્યા નથી."

"વાહ! એમ કેમ કર્યું, વારુ? આટલા દિવસ થયાં તેઓ તમારી પાસેથી ગયા હતા. તે છતાં પણ પાછા આવ્યા ત્યારે બિલકુલ બોલ્યા કેમ નહિ? એમ તે કાંઇ હોય કે?"

"તેઓ મારી પાસે આવ્યા પણ નથી, અને હું કાળી છું કે ગોરી તેની તપાસ પણ કરી નથી."

આ પ્રમાણે બોલતાં બોલતાં કુંદાની આંખમાંથી દડ દડ અશ્રુ નીકળી પડ્યાં, તે જોઈ હીરાને અધિક આનંદ થયો. તે કિંચિત્ હસીને બોલી:—

"પરંતુ આપ આમ રડો છો શા માટે? ઘણા લોકોપર આવાં અસહ્ય દુઃખો આવી પડે છે. પરંતુ તેઓ તેને સહન કરે છે કે નહિ? અને તમે આટલુ એક દુઃખ પડ્યુ એટલા માટે કેમ રો રો કરો છો? મારાપર જેટલું દુઃખ પડયું છે તેટલુ દુઃખ જો તમારાપર આવ્યું હોત તો તમે તો તમારા જીવને કાંઇ હાનિ કરી બેઠાં હોત"

"આત્મહત્યા!" આ ભયંકર શબ્દ કુંદાના કર્ણમા જોરથી ગણગણવા લાગ્યો. તેના સમગ્ર અગમા કપ છૂટયો અને તે નીચે બેસી ગઈ. રાતે આવું કૃત્ય કરવાનો વિચાર તેના મનમાં વારંવાર આવતો હતો અને હમણાં પણ હીરાના મુખેથી તેણે તેજ વિચાર નિદર્શક શબ્દ સાંભળ્યો. આથી તેનો આત્મઘાત કરવાનો વિચાર દૃઢ થયો.

તત્પશ્ચાત્ હીરા બોલી "મારાપર શું શુ સંકટો આવ્યાં છે તે હવે કહું છુ, સાંભળો. હું પણ એક પુરુષને પ્રાણાધિક ગણીને તેનાપર પ્રાણ કરતાં પણ વિશેષ પ્રેમ રાખતી હતી. તે કાંઇ મારો પતિ નહોતો. પરતુ મારી સ્વામિનીની આગળ મારૂં પાપ હું ગુપ્ત શા માટે રાખું? જે હોય તે સ્પષ્ટપણ કહેલુ જ સારૂ."

પરંતુ આ નિર્લજ્જ શબ્દો કુંદાના કાનમા પ્રવેશ કરી શક્યા નહિ. તેના કાનમાં "આત્મ હત્યા!" એ શબ્દજ આ વખતે ગણગણાટ કરી રહ્યો હતો. જાણે એકાદ રાક્ષસજ તેના કાનમાં કહેતો ન હોય કે "કુંદા! આવું દુઃખ સહન કરવા કરતાં તું તારો પ્રાણ ત્યાગ કરે તો શું ખોટું? એમ કરશે તો દુઃખ ખુબ સર્વ નાશ પામશે" તેવો આ પ્રકાર હતો.

તત્પશ્ચાત્ હીરા બોલી "તે મારો પતિ નહોતો એ વાત ખરી, પરંતુ હું તેના પર ખરાં પતિ કરતાં પણ અધિક પ્રેમ રાખતી હતી. મારાપર તેનો પ્રેમ નથી એ વાત હુ જાણતીજ હતી તેનું મન એક બીજી સ્ત્રીપર ચોટયું હતું. આ સ્ત્રી મારાથી શતાંશે પણ સુંદર અને દેખાવડી નહોતી, (આ વખતે હીરાએ કુંદા પ્રતિ જરા વક્ર દૃષ્ટિ ફેંકી અને તે આગળ બોલવા લાગી.) આ વાત મારા જાણવામાં આવી ત્યારે મેં તે તેનો નાદજ છોડી દીધો. તેમ છતાં પણ અમે ઉભય એક દિવસ દુરાચરણ કરવાને પ્રવૃત્ત થયા!"

આ રીતે હિરાએ પોતાની સર્વ હકિકત કુંદાને અથેતિ કહી સંભળાવી. પરતુ તેનુ મન કોનાપર લાગ્યુ હતું અને તે પુરુષ કયી સ્ત્રીને ચાહતો હતો તે વિષે કાઇ તેણે કહ્યું નહિ. અને પોતાને થયેલાં અપમાનની વાત કહેતાં હીરા કુંદા પ્રત્યે બોલી.--

"હવે મે શું કર્યું તે વિષે તમે શું ધારો છો?"

"તે શું કર્યું, કહેની જોઇએ."

"હું એક વૈદ્યની પાસે ગઇ અને તેની પાસેથી સર્વ પ્રકારનાં પ્રાણનાશક વિષ લીધાં."

"વારુ, પછી શું કર્યું?" કુદા ધીમેથી બોલી.

"પછી મેં આત્મહત્યા કરવાનો વિચાર કર્યો મે વૈદ્યને પચાસ રૂપિઆ આપીને વિષ આણ્યુ હતું. પરંતુ પાછળથી મારા મનમાં એવો વિચાર આવ્યો કે બીજાને ખાતર મારે શા માટે મરવું. આથી મેં તે વિષ તેવીને તેવીજ સ્થિતિમાં દાબડીમાં મૂકી રાખ્યું છે."

આ પ્રમાણે બોલી હીરાએ તરતજ તે ખોલીના એક ખુણામાં તે વિષની દાબડી સંતાડી રાખી હતી ત્યાં જઇ કુંદાની પાસે આણી અને તેને ઉઘાડી તે વિષ તેને બતાવ્યાં. બિલાડી જે પ્રમાણે દુધમરની મલાઈ ખાવાને માટે એકી ટસે જોઇ રહે છે તે પ્રમાણે હીરાની

દૃષ્ટિ તે વિષ તરફ લાગી રહી. પછી હીરાએ જાણે પોતાને તે ડબ્બી આણવાનું સ્મરણજ નહોય તેમ તે ડબ્બી ત્યાં ઉઘાડીજ રહેવા દીધી અને પુનઃ તે કુંદાના મનનુ સમાધાન કરવા લાગી. એટલામાં પ્રાતઃ કાળ થવાથી તે મહાલયમા સર્વત્ર સુખ અને આનંદના ઉદ્દગારો નીકળવા લાગ્યા. આ ધ્વનિ સાભળી હીરા એકદમ ત્યાંથી ઉઠી ગઇ. આ સંધિનો લાભ લઇ હતભાગી કુંદાએ તે ડબ્બીમાના વિષનો અર્ધો ભાગ ચોરી લીધો અને પછી તે ડબ્બીને પુન. જેવા હતી તેવી કરી જ્યાં હતી ત્યા મૂકી દીધી.

---

## ચતુર્વિંશ પરિચ્છેદ.

મહાલયમાં થતા આનંદધ્વનિ હીરાના સાભળવામાં આવ્યા, પરંતુ તેનુ કારણ તે કાંઇ સમજી નહિ. એક ઓરડીમા પુષ્કળ સ્ત્રીઓ એકત્રિત થઈ છે અને કોઇ એક સ્ત્રીની આસપાસ નાના નાના છોકરાઓ ઉભા રહીને ગડબડ કરે છે એવો દેખાવ તેને દૃષ્ટિગોચર થયો. જે સ્ત્રીની આસપાસ છોકરાઓ ઉભા હતા તેના કેશ શિવાય તેનો બીજો કોઈપણ અવયવ દૃષ્ટિગોચર થતો નહોતો. કોશલ્યા અને બીજી એક દાસી તેના કેશમાં સુગધી તેલ નાંખીને ઉત્તમ વેણી ગુંથતી હતી. દાસીની આસપાસ જે સ્ત્રીઓ ઉભી હતી તેમાની કેટલીક હસતી હતી, કેટલીક રોતી હતી, કેટલીક ગુચપુચ ગુચપુચ વાતો કરતી હતી અને કેટલીક આશિર્વચનો બોલતી હતી. નાના છોકરા અને છોડીઓ આસપાસ ઉભા રહી ગાતાં, નાચતાં અને તાળી પાડતાં હતાં અને કમળા પોતાનો આનંદ પ્રદર્શિત કરવાને માટે દાન, જપ, અનુષ્ઠાન, બ્રાહ્મણ ભોજન વગેરે કરાવવાની વ્યવસ્થા કરતી હતી

આ સર્વ પ્રકાર જોઇ હીરાને મહદાશ્ચર્ય થયુ તેથી તે ગર્દીમાં ગઇ અને મસ્તક ઉચુ કરી જોવા લાગી. તરતજ તેને સૂર્યમુખી

દષ્ટિગોચર થઇ. તે પાટલાપર બેસી હસી હસીને સર્વની સથે ' તાથી વાત કરતી હતી. આટલા દિવસ પર્યંત પેટીમાં રાખી મૂં દાગીના તેણે આજે પોતાના અંગપર પરિધાન કર્યા હતા આ હા ! આજે તેના મનને કેવો આનદ થયો હશે વારુ ?

જે સૂર્યમુખી મરી ગઇ હતી તેજ આજે ઉક્ત સ્ત્રીઓની ચ્ચે બેસીને આનંદથી વાતો કરતી હતી. હીરાને સામેનો દેખાવ પ્ર તો ખરોજ લાગ્યો નહિ. આથી તેણે ઉક્ત સ્ત્રીઓમાની એક બ એક બાજુ બોલાવીને તેને પૂછ્યુ " એ કોણ છે, વારુ ? "

આ શબ્દો કૌશલ્યાના સાંભળવામાં આવ્યા તેથી તે બે " તને ખબર નથી કે ? એ આ ઘરની દેવી છે અને તારો ક કરનારી છે. "

અત્યારપર્યંત કૌશલ્યા હીરાના ધાકમા રહેતી હતી. પરંતુ તે તેનાપર સરસાઇ ભોગવતી હતી તેથી તેણે ઘણા દિવસનો ૈ આજે બહાર પાડયો.

વેણી ગુફન, સ્નાન, દેવ દર્શન વગેરે થયા પશ્ચાત્ સૂર્યમુ ઘરનાં વડીલ માણસોને પગે પડવા ગઇ અને તે કાર્ય સમાપ્ત રહ્યા પછી તે ધામથી કમળા પ્રત્યે બોલી " બ્હેન, ચાલો આ કુંદાને મળવા જઇએ. તે બિચારી ક્યાં હશે ? તેણે કાંઇ મારૂં અ કર્યું નથી અને હું તેનાપર ક્રોધાન્વિત પણ થઇ નહોતી. તે મ નાની બગિનીજ છે. "

તત્પશ્ચાત્ તે ઉભય કુંદાની પાસે ગયાં. ત્યાં તેમને ઘણો ક વ્યતીત થયા પશ્ચાત્ કમળા ભયભીત અને શોકાકુલ મુદ્રા સહિત દાની ખોલીમાંથી બહાર નીકળી અને તેણે 'તરત આવો ' એ સંદેશો નગેંદ્રપર મોકલ્યો.

નગેંદ્રને સર્વ સ્ત્રીઓએ કુંદાની ખોલીમાં જવાને કહ્યું. નગેંદ્રે કુંદાની ખોલીનાં દ્વાર આગળ સૂર્યમુખીને રોતી ઉભેલી જોઈ તેને પૂછ્યુ:-

"તને શું થયુ છે?"

"અરે ઘાત થયોરે ઘાત! હું અગાઉથીજ જાણતી હતી કે મને સુખનો એક પણ દિવસ આવનાર નથી. મારા ભાગ્યમાં જો સુખ હોત તો આવો પ્રલય કાળ આવ્યો હોત કે?"

"પરંતુ થયુ છે શુ તે તો કહે."

"કુંદાને મેં ઉછેરીને નાનેથી મોટી કરી છે. અને હમણાં હું તેને સગી ભગિની લેખે ગણીને તેની સાથે સુખમાં દિવસ નિર્ગમન કરવાને આવીછુ. પરતુ મારો તે હેત સફળ થયો નથી જુઓ, કુંદાએ ઝેર ખાધુ છે. હે પ્રભો! જુઓને તે કેવી ટળવળે છે! હાય હાય!"

"તું આ શુ બોલે છે?" નગેંદ્ર બોલ્યો.

"આપ ત્વરિત ખોલીમાં જઇને તેની પાસે બેસો. હું જઇને વૈદ્યને બોલાવી લાવુંછું."

સૂર્યમુખી વૈદ્યને બોલાવવાને માટે ચાલી ગઈ, એટલે.નગેંદ્ર ખોલીમાં પ્રવેશી કુંદાની પાસે જઇને બેઠો. તેણે કુંદાની તરફ બરાબર નિહાળીને જોયુ, તો તેને તેનો ચહેરો કાળો ઠીકરાં જેવો પડી ગયેલો જણાયો. તેની આંખનુ તેજ નષ્ટ થયુ હતું અને તેના સર્વ અવયવો નિશ્ચેષ્ટ થયા હતા.

આ વખતે કુંદા એક નાનુ સરખું વસ્ત્ર પહેરીને જમીનપરજ પડેલી હતી. તેણે પોતાનું મસ્તક પલંગના એક પાયાની સાથે ટેકવ્યુ હતું. નગેંદ્રને જોતાંજ તેની આંખમાંથી અશ્રુધારા છૂટવા લાગી. જ્યારે તે તેની પાસે ઉભો રહ્યો ત્યારે તેણે પોતાનું મસ્તક તેના ચરણ આગળ મૂકયું. આ દૃશ્ય જોઇ નગેંદ્રનું હૃદય ભરાઈ આવ્યું અને તેનો કંઠ રૂંધાઇ ગયો તે સકંપ સ્વરે બોલ્યો:—

"પ્રિ—પ્રિ—પ્રિય કુંદે ! વ્હાલી ! તે આશું કર્યું ? મને છોડી જવા માટે તને શુ કારણ મળ્યું વારુ ? મે તારો એવો મોટો તે શું અપરાધ કર્યો તે કહે વારુ જોઇએ ?"

આજ પર્યંત કુંદાની પતિને પ્રત્યુત્તર આપવાની કદિ પણ હામ ચાલી નહોતી. પરંતુ હવે તે અંતકાળને સમયે તેની સાથે ખુલ્લાં મને બોલવા લાગી. તેણે મનમા જરા પણ ધાસ્તી રાખી નહિ. તે બોલીઃ—

"ત્યારે વારુ મારો ત્યાગ કરવાનુ આપને શું કારણ મળ્યું હતું ? મેં આપનો એવો મોટો શુ અપરાધ કર્યો હતો ?"

હવે નગેંદ્ર નિરુત્તર થઇ કુંદાની પાસે નીચું મસ્તક ઘાલીને બેઠો. પછી તે બોલી—

"કાલે આપ ઘેર આવ્યા પછી મને બોલાવી હોત કિંવા આ જ પ્રમાણે એકવાર આવીને મારી પાસે બેઠા હોત હું સહસા મારા પ્રાણપર ઉદાર થઈ નહોત પરતુ મારી સર્વ આશા નષ્ટ થઇ. આપ માત્ર થોડીવાર સુધી જ મારી પાસે આવીને બેઠા હોત તો તેટલાંથી જ મને આનદ થયો હોત. આ વખતે આપ આવ્યા છો ખરા, પરંતુ હવે મારો વખત ઘણો થોડો રહ્યો છે આપનુ મુખાવલોકન કરવાની મારી ઇચ્છા આજે પણ તૃપ્ત થતી નથી. હવે મારો વખત ભરાઇ ચૂકયો છે. મને આપની સાથે પુષ્કળ વાતો કરવાનું મન થાય છે. પરતુ શું કરૂં ? મારી બોલવાની શક્તિ નષ્ટ થઇ છે. મારી સ્મરણ શક્તિ કમી થતી જાય છે. થોડીવાર અગાઉ આપનાં દર્શન થયાં હોત તો તેટલાંથી જ મારા મનને સતોષ થયો હોત, અને હુ આવું કૃત્ય કરવાને પ્રવૃત્ત થઇ નહોત.

આ પ્રેમનું હૃદયદ્રાવક ભાષણ સાંભળી નગેંદ્ર પોતાનું મસ્તક પોતાનાં બે ઘુટણની વચ્ચે મૂકયુ અને તે ગુપચૂપ બેસી રહ્યા. પુનઃ કુંદા બોલી.—

" હું આજેજ આપની સાથે પુષ્કળ બોલુ છુ, કારણ કે આપની સાથે વાત કરવાનો આ મારો અંતિમ દિવસ છે. (નગેંદ્ર તરફ જોઇને) નહિ, નહિ, આપ આ પ્રમાણે મૌન્ય ધારણ કરી બેસો મા રહો. મારા પ્રાણોત્ક્રમણ પ્રસંગે જો હું આપનુ મુખ પ્રફુલ્લ જોઇશ નહિ તો સૂખપૂર્વક મારૂં મરણ આવશે નહિ "

સૂર્યમુખી પણ આજ પ્રમાણે બોલી હતી. આ સમય આવે છે ત્યારે સર્વને સરખીજ લાગણી થાય છે.

કુંદાનાં વેણે નગેંદ્રનું અંતઃકરણ ભેદી નાંખ્યું. તેનાં મનને અત્યંત ખેદ થયો. અને દુઃખથી અતિ વિવ્હળ થઇ તે બોલ્યો "પરંતુ તેં આવુ ઘોર કૃત્ય શા માટે કર્યુ? તેજ મને બોલાવ્યો શા માટે નહિ?"

આ શબ્દો સાંભળી કુંદાના વદનપર કિંચિત્ હાસ્યની છટા ફેલાઈ રહી. તે બોલી "હવે એ વાત રહેવા દો. જે થયુ તે થયું. હવે એનો વિચાર કરવાની જરૂર નથી. અસ્તુ હમણા હું જે બોલી તે બેભાનમાં બોલી છુ. માટે જે કાંઇ ન્યુનાધિક મારા મુખમાંથી નીકળ્યુ હોય તે માટે મને ક્ષમા કરવાની કૃપા કરવી આપ ઘેર આવ્યા તે પૂર્વેજ મે નિશ્ચય કર્યો હતો કે યદા કદાચિત્ સૂર્યમુખી બાઇ પાછાં આવે તો તેમનો તેમના પતિની સાથે મેળાપ થવા દઇ આપણે સ્વર્ગારોહણ કરવું તેમનાં સુખની વચ્ચે વ્યત્યય આવવા દેવો નહિ. મેં મરવાનો તો નિશ્ચય કર્યો હતોજ પરંતુ આપનાં મુખના દર્શન કર્યા વિના મરવાની મારી ઇચ્છા નહોતી."

નગેંદ્ર આનો ઉત્તર આપ્યો નહિ. આટલા દિવસ સુધી જે કુંદા પોતાના પતિની સાથે બોલતી નહિ તે આ જે પુષ્કળ બોલી અને નગેંદ્ર તો કાંઇ પણ બોલતો નહોતો. ત્યારે કુંદા થોડીવાર સુધી

પુનઃ સ્તબ્ધ રહી. કારણકે પુષ્કળ બોલવાથી તેને દમ ચઢયો હતો. તેની શક્તિ પણ ધીમે ધીમે નષ્ટ થતી જતી હતી તેના પર મૃત્યુ પોતાનો પૂર્ણ અમલ બેસાડવા લાગ્યો હતો. તેની મુદ્રાપર મૃત્યુની પૂર્ણ કળા પ્રસરી રહી ત્યારે હવે નગેંદ્રને તેનાપર પ્રેમ આવ્યો. પરંતુ હવે તેનો ઉપયોગ શું ? તથાપિ આ પ્રેમનો મંદ પ્રકાશ તેનાં દુખી અંતઃકરણ પર પડયો તેથી તેના મુખમાંથી ઉત્તર નીકળી શકયો નહિ. થોડીવાર સુધી વિશ્રાંતિ લઇ કુંદા પુનઃ મહાકષ્ટે બોલી.—

"આપની સાથે બેસીને વાત કરવાની મારી તૃષ્ણા કાંઇ તૃપ્ત થઇ નથી. આપ મારા દેવજ છો એમ મને લાગે છે. આજ સુધી આપની સાથે બોલવાની મારી હિમ્મત ચાલતી નહોતી. તથાપિ મારી ઇચ્છા નષ્ટ થઇ નહોતી. અસ્તુ ઇશ્વરેચ્છા. હવે મારામા બોલવાની શક્તિ રહી નથી. આ જુઓ, યમના દૂતો મારા આગણાંમાં ઉભા છે, તેઓ મને લઇ જવાની તૈયારીમાં છે. મારૂં મુખ સુકાઇ ગયું છે. મારાં ગળામાં શોષ પડયો છે. મારી જીભ ચોંટી જાય છે. હવે સમય નથી. જીભ ખેંચાઈ જાય છે—સધ......ળું......અ......ગ ઠં......ડું......ગાર......થઇ......ગ......યું છે. હા ! હવે...... મને......અ...તિ...મ......વિ...શ્રાંતિ '...લેવા...દો ' ! '

આમ કહી કુંદાએ પોતાનું મસ્તક નગેંદ્રના ખોળાપર મૂકયું, અને આંખો મીંચી દીધી. હવે તેના મુખમાંથી ઉચ્ચાર નીકળી શકતો નહોતો. વૈદ્ય આવ્યો પરંતુ તેણે તેને કાંઇ ઔષધ આપ્યું નહિ. હવે એની જીવવાની આશા નથી એવી સ્થિતિ જોઇને ખીન્ન વદન કરી તે ચાલ્યો ગયો. કુંદાને જ્યારે જણાયું કે હવે મારો કાળ છેક નજીક આવ્યો છે ત્યારે તેણે સંજ્ઞાથી સૂર્યમુખી અને કમળા એ ઉભયને મળવાની ઇચ્છા પ્રદર્શિત કરી. તત્ક્ષણ તે ઉભય તેની પાસે આવ્યાં. કુંદાએ તેમના પગની રજ લઇ પોતાને કપાળે ચોંટાડી. ત્યારે તે

બન્ને મોટેથી રોવા લાગી. કુંદાએ પોતાનું મસ્તક પોતાના પતિના પાય મધ્યે મૂક્યું, પરંતુ તે કાંઇ બોલી નહિ. ધીમે ધીમે તેની શુદ્ધિ પણ જતી રહેવા લાગી તરુણુ કુંદાનું મસ્તક પોતાના પતિના પાય ઉપર હતું તે વખતે તેનો આત્મા શરીર છોડીને ચાલ્યો ગયો. આ પ્રકારે પૂર્ણ વિકાસ પામેલું પુષ્પ નષ્ટ થયું.

સુર્યમુખીએ પોતાનો શોક પોતાના હૃદયમાંજ રાખી પોતાની શોકયના મૃત શરીર તરફ દૃષ્ટિપાત કર્યો, અને તે બોલી "બ્હેન, મરતી વખત જેવું સુખ તને મળ્યું તેવું મને પણ મળજો. પતિના પાય પર મસ્તક મુકીને મને પણ મરણુ પામવાનો પ્રસંગ મળજો." પછી તે શોકથી વ્યાકુળ થયેલા પોતાના પતિનો હાથ પકડીને તેને એક બાજુએ લઇ ગઈ.

થોડીવારે નગેંદ્ર સાવચેતીમાં આવ્યો. અને પછી તે કેટલાક માણસોને બોલાવીને કુંદાનું પ્રેત નદી કિનારે લઇ ગયો. ત્યાં તેણે તે દહનાદિ ઉત્તરક્રિયા યથાસ્થિત કરી. પછી તે સુંદર મૂર્તિને 'તને સ્વર્ગમાં અક્ષય સુખ મળજો' નીચો આશિર્વાદ આપી કુંદાની છેવટની રજા લીધી અને સર્વે લોકોની સાથે તે સ્વગૃહે પાછો આવ્યો.

કુંદાનાં મરણુના વર્તમાન સમગ્ર ગામમાં વિદ્યુદ્વેગે પ્રસરી ગયા. લોકો વાત કરવા લાગ્યા કે "તેને વિષ ક્યાંથી મળ્યું હશે? આ કામ હિરા શિવાય અન્ય કોઇનું નથી."

નગેંદ્રના કાનપર આ વાત આવતાં તેણે હીરાને એકદમ બોલાવી લાવવાને માટે પોતાના સેવકને આજ્ઞા કરી પરંતુ કયાંય પણ તેનો પત્તો લાગ્યો નહિ. કુંદા મરી ગઇ છે એ વર્તમાન સાંભળતાંની સાથે તે કોણ જાણે ક્યાં અદૃસ્ય થઇ ગઇ. તે ગામમાં ત્યાર પછી હીરા કદિ પણ દૃષ્ટિગોચર થઇ નહિ. ગોવિંદપુરમાં તેનું નામ પણ કોઇને મુખે સાંભળવામાં આવ્યું નહિ.

એક વર્ષ પછી તે માત્ર દેવેંદ્રની પાસે એક વાર આવી હતી. આ વખતે દેવેંદ્રે રોપેલાં વિષવૃક્ષને ફળો આવ્યાં હતાં તેને અસાધ્ય રોગ લાગુ પડયો હતો, તે છતાં પણ તેણે મદ્યપાનનો પરિત્યાગ કર્યો ન હોતો. કુંદાનું મરણ થયા પછી બીજે વર્ષે દેવેંદ્રને મોતનું તેડું આવ્યું. તેનાં મરણ પૂર્વે પ્રાયઃ બેત્રણ દિવસપર તે શય્યાપર મરણોન્મુખ પડયો હતો એવામાં તેના દ્વારની આગળ કાંઇ મોટી ગરબડ થતી તેના સાંભળવામાં આવી.

"આ શું ગરબડ છે!" એમ તેણે પુછયું, તો તેના સેવકે પ્રત્યુત્તર આપ્યો "સાહેબ, બહાર કોઇ ગાંડી સ્ત્રી આવી છે. તે આપની મુલાકાત લેવાની ઇચ્છા ધરાવે છે. જો તેને અંદર આવવાની પરવાગી આપતા હોતો હું તેને તેડી લાવું."

દેવેંદ્ર "તેને અંદર બોલાવી લાવ" એવી પોતાના સેવકને આજ્ઞા કરી તે બાઇ અંદર આવી. તેને જોતાં દેવેંદ્રને સ્પષ્ટ જણાઇ આવ્યુ કે તે સ્ત્રી દારિદ્ર્યથી અત્યંત પીડાતી હતી. તેનામાં ગાંડપણનાં કાંઇ પણ ચિન્હ દૃષ્ટિગોચર થતાં નહોતા. તેને લાગ્યુ કે એ કોઇ ભીખારણ હશે. વયમાં પણ તે તરુણ હતી. અને અગાઉનાં સૌંદર્યનાં કાંઇ કાંઇ લક્ષણો તેના અંગમાં દેખાતા હતાં. તેના અંગપર હજાર ઠેકાણે ફાટેલું અને હજાર થીંગડાંવાળું મેલું વસ્ત્ર હતું. તેથી તેનું સમગ્ર અંગ પણ આચ્છાદિત થયુ નહોતું. તેની પીઠ તો સદંતર ખુલ્લીજ હતી. તેના કેશ વેર.વીખેર થઇ ગયેલા હોવાથી જટા જેવા જ લાગતા હતા. તેના અંગને કદિ પણ તેલનો સ્પર્શ નહિ. થયેલો હોવાથી તે ખરબચડું અને કર્કશ લાગતુ હતું. તે દેવેંદ્રની પાસે આવી તેના પ્રતિ એવી ક્રુર દૃષ્ટિથી જોવા લાગી તેથી તે સર્વથા ગભરાઇ ગયો અને પાસે કોઇ નોકર છે કે નહિ તે જાણવાને માટે

આમ તેમ દૃષ્ટિપાત કરવા લાગ્યો.

આ પ્રકારે કેટલીક વાર સુધી દેવેંદ્ર તરફ અનિમિષ નેત્રે જોઇને તે બોલી "તમે મને ઓળખતા નથી કેમ? હુ હીરા છુ."

"હીરે! તારી આવી દુર્દશા કોણે કરી નાંખી?"

આ શબ્દો સાંભળી હીરા આવેશથી રક્ત નેત્ર કરી, દાંત વતી ઓષ્ઠ દબાવી હાથની મૂઠી વાળી દેવેદ્રને પ્રહાર કરવાને માટે આગળ આવી પરંતુ થોડે સુધી જઈ જરા ક્રોધ શમાવી તે બોલી "વળી પૂછેછે કે 'તારી આવી દુર્દશા કોણે કરી?' તુંજ મારી આ દુર્દશાનુ કારણુ છે. તારાંજ કૃત્યથી મારે આ ફળ ભોગવવું પડે છે. હવે તું મને ઓળખતો નથી કેમ? તે થોડા દિવસ પૂર્વે મારો ઉપભોગ લીધો હતો અને તે જ મને આવી વૃદ્ધા બનાવી મૂકી છે, તે તારા ધ્યાનમાં નહિ હોય! એક દિવસ મારી પાસે બેસી તેં આ પ્રેમગીત ગાયુ હતું તેની તને ખબર નથી" એમ કહી તે તે ગાયન ગાવા લાગી.

આ પ્રમાણે તેને પુષ્કળ વાતોનુ સ્મરણ કરાવી હીરા બોલી "જે દિવસે તેં મને લાત મારીને તારા ઘરમાંથી બહાર કાઢી તેજ વખતે હું વિષ લેવા ગઈ. ત્યાર પછી મને એક આનંદદાયક વિચાર સુઝયો આ વિચાર તને અથવા કુંદાને વિષે ખવરાવવાનો હતો. આશાથી મેં મારો રોગ કેટલાક દિવસ પર્યંત ગુપ્ત રાખ્યો. તે રોગ કદી ઉભરી આવજો અને કદિ લય પામતો એમ થતું હતું. જ્યારે તે રોગ ઉભરી આવતો ત્યારે હું ઘરમાં રહેતી અને જ્યારે તે નિવૃત્ત થતો ત્યારે હું કામ ધંધો કરતી. અંતે તારી કુંદાને વિષ આપ્યા પછી મારૂં દુઃખ થોડે અંશે ઓછું થયું. પરંતુ તે મરી ગઈ એ વાત સાંભળ્યા પછી તો મારો રોગ વિશેષ ઉભરી આવ્યો. આથી મેં તે ગામને તિલાંજલિ આપી. હાલ મને અન્ન પણ મળતું નથી. સ્પષ્ટજ

છે કે ગાંડી સ્ત્રીને અન્ન કોણ આપે? તે દિવસથી હું ભીક્ષા માગતી ઘેરઘેર ભટકું છું. જ્યારે મારા જીવને ચ્હેન હોય છે ત્યારે હું ભીક્ષા માગું છું. પરંતુ ગત વિચારો પુનઃ મનમાં આવવાથી જ્યારે મારૂં મસ્તક ભમી જાય છે ત્યારે હું એકાદ વૃક્ષની નીચે પડી રહું છું. તમને અસાધ્ય રોગ થયો છે અને તેમાંથી તમે બચો એવો સંભવ નથી એવા વર્તમાન સાંભળી તમને જોઇને મારાં મનનું થોડું સમાધાન કરવું એવી આશાથી હું અહીંઆં આવી છું હવે હું તમને અંતિમ આશિર્વાદ આપુ છુ કે ઘોર નરકમાં પણ તમને ઠામ ન મળે."

આ પ્રમાણે બોલી તે ગાંડી સ્ત્રી ખડખડ હસી. આથી ભય પામીને દેવેંદ્ર શય્યાપરના બીજા ઉશિકા તરફ ફર્યો તત્પશ્ચાત્ હીરા ફક્ત જુનું પ્રેમગીત ગાતી અને નાચતી ઘરની બહાર નીકળી ગઇ.

તે દિવસથી નગેંદ્રનાં હૃદયમા પ્રબળ ધ્રાસકો પડ્યો. આથી થોડા વખતમાં તેને ભ્રમ થયો. ભ્રમમાં તે મરતાં સુધી ફક્ત ગાયનજ બડબડતો રહ્યો હતો. આ રીતે દેવેંદ્રનો અંત આવ્યો. હીરાનું ગાંડપણ પણ દિવસાનુદિવસ વૃદ્ધિંગત થતું ચાલ્યું. આથી તે કોઇ રસ્તામાં અથવા બાગના ખુણામા પડી રહેતી હતી. રાતે જ્યારે [illegible] મના સિપાઇ રોન ફરવા જતા ત્યારે સદા તેમને હીરાનું ગાયન કર્ણગોચર થતું. આ રીતે કેટલાક [illegible] વ્યતીત [illegible] એક દિવસ તે સિપાઇઓને બાગના ખુણામાં મરેલી જડી.

પાઠક બંધુ! હવે [illegible] વિપત્તિનો વિસ્તાર સમાપ્ત થયો છે. અમે [illegible] છીએ કે જે આ પુસ્તક એકાગ્ર ચિત્તે [illegible] તેના ઘરમાં હવે પછી અમૃતજ ઉત્પન્ન થશે.

સમાપ્ત.

